# સુખના સિદ્ધ મંત્રો





ભાગ્યોદય ઑફીસ
અમદાવાદ.

# જેઠાલાલ દેવશંકર દવે રચિત ઉત્તમ પુસ્તકો

**કાયદાનો શિક્ષક**—જેમાં તમામ કાયદાઓનો સંગ્રહ છે. કી રૂ. ૧૫
**ધનવાન**—પૈસાદાર બનાવે તેવું હુન્નર ઉદ્યોગનું પુસ્તક કી. રૂ ૧૦-૦
**હિન્દુસ્તાનની તીર્થયાત્રા**—હિન્દુસ્તાનના તીર્થસ્થાનોનું વર્ણન ૧૫-૦
**ભવિષ્યવેત્તા**—જ્યોતિષ, સ્વરોદય, સામુદ્રિક વિગેરે વિદ્યાઓ ૫-૦
**ત્રીકાળદર્શકદર્પણ**—મેસ્મેરીઝમ, યોગ કામશાસ્ત્ર મંત્રશાસ્ત્ર વિ. ૫-૦
**સ્ત્રીહિતશીક્ષક**—જેમાં ૧૫૦ ઉપરાંત સતી સ્ત્રીઓના જીવન છે ૪-
**માસ્તર ઓફ નોલેજ**—બંગાળી, અંગ્રેજી, મરાઠી, ઉર્દૂ શીખવે છે. ૧૦-૦
**શ્રીચરકસંહિતા**—મૂળસહિત ભાષાંતર, આયુર્વેદ-વૈદકનો ગ્રંથ ૫-૦
**સ્વધર્મનિષ્ઠ દેવીજીવન** અને ધર્મસંસ્થાપક મહાપુરુષોના જીવન ૬
**મહાત્મા ગાંધી** અને હિન્દના મહાન નરરત્નો ૧-
**સરવે રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ** (૨૦ કાયદાઓનો સંગ્રહ) ૬-
**વહુ ઠકુરાણી**—રવિન્દ્રનાથ ટાગોરકૃત નવલકથા
**રાજર્ષિ**—રવિન્દ્રનાથ ટાગોરકૃત નવલકથા
**ગૃહિણી રત્નમાળા** સ્ત્રીઓને ઉપયોગી રસમય નવલ
**સુખી ગૃહસંસાર**—ગૃહસંસાર સુખી બનાવનાર
**તપસ્વી રાજકુમાર**—વાર્તાનું ઉત્તમ પુસ્તક
**એકાગ્રતા અને દિવ્યશક્તિ**—તત્ત્વજ્ઞાનને
**વિનોદચંદ્ર**—ઉત્તમ રસમય નવલકથા
**પરશીઅનનાઈટસ**—અરેબીયન નાઈટસ જેવી
**સ્વર્ગીયસુખ**—સુખ પ્રાપ્ત કરાવનાર ઉત્તમ ગ્રંથ } [illegible]વાદ
**ઘરનો વૈદ્ય**—વૈદકનું ઉત્તમ પુસ્તક ૦-૧૨
**વૈદ્ય યાને વૈદક** ભાગ ૧ લો અને બીજો (વૈદકના પુસ્તકો) ૧-
**શ્રીમદ્ શંકરાચાર્યનું** જીવનચરિત્ર ૪-૦
**આત્મજ્યોતિ** કી. રૂ. ૧-૦ **દેશીવૈદુ** રૂ. ૧-૦ **આત્મચિંતન** રૂ ૧-૦

**વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ**

ભાગ્યોદયની ૧૩ મા વર્ષની ભેટ.

# સુખના સિદ્ધ મંત્રો



(તત્ત્વજ્ઞાનસંબંધી અનેક રહસ્ય દર્શાવનાર પુસ્તક)

સંપાદક

ઇશ્વરભાઇ જીવાભાઇ પટેલ

અમદાવાદ

—:o:—

પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે

તંત્રી ભાગ્યોદય અમદાવાદ

સ્થળ ૯

સં. ૧૯૮૧ પ્રથમ આવૃત્તિ સને ૧૯૨૫

મૂલ્ય ૧—૦—૦

प्रत १५००



આ પુસ્તક શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં **જેઠાલાલ**

**દેવશંકર દવેએ** છાપી પ્રસિદ્ધ કર્યું

ખાડીઆ—**અમદાવાદ**

# પ્રસ્તાવના.

ભાગ્યોદયની ૧૩ મા વર્ષની ભેટ રૂપે સુખના સિદ્ધ મંત્રો એ પુસ્તક આપતાં હર્ષ થાય છે. આ પુસ્તક શ્રીયુત ઇશ્વરભાઇ જીવાભાઇએ પરસ્પર મિત્રોના આવેલા પત્રો ઉપરથી સંગ્રહ કરી લખેલું છે. તેમાં તત્ત્વજ્ઞાન સંબંધી ઘણી ચર્ચાઓ અને ખુલાસા છે. આ પુસ્તક કેટલાક ગુપ્તમંત્રોના રહસ્યોનું સ્પષ્ટિકરણ કરે છે તે ગ્રાહકોને ઉપયોગી થઇ પડશે એમ માની આ વર્ષની ભેટ તરીકે આ પુસ્તકને પસંદ કર્યું છે.

ભાગ્યોદયમાં મુખ્યત્વે કરીને તત્ત્વજ્ઞાન સંબંધી વિષયો ચર્ચાતા હોવાથી તેના ધર્મિષ્ટ ગ્રાહકોને આ પુસ્તક વધુ ઉપયોગી થઇ પડશે એમ માનીયે છીએ. પુસ્તક ઘણી ઉતાવળથી છપાવાથી તેમાં કેટલીક પ્રેસની ભૂલો રહી ગયેલી જણાશે, તે માટે આવતી આવૃત્તિમાં સુધારો થશે.

ભાગ્યોદયના ગ્રાહકોને દર વર્ષે આવી ઉપયોગી ભેટ અપાય છે, અને શ્રીયુત ઇશ્વરભાઇએ આવી ઉપયોગી ભેટ કાંઇપણ સ્વાર્થ વગર લખી આપી છે માટે તેમનો અમે આ સ્થળે ઉપકાર માનીયે છીએ,

**ભાગ્યોદય ઓફીસ**
ચૈત્ર શુક્લ રામનવમી
સંવત ૧૯૮૧
તા. ૨ એપ્રીલ ૧૯૨૫

**જેઠાલાલ દેવશંકર દવે**
પ્રકાશક

# અનુક્રમણિકા.

# ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર.

### બીજી આવૃત્તિ.

આ પુસ્તક હમણાંજ બહાર પડયું છે જેની અંદર પ્રા—૧—પ્રવેશ, પ્રા—૨ માં મેસ્મેરીઝમ અને હીપ્નોટીઝમ વિદ્યા માન કરી હીપ્નોટીઝમનો પ્રયોગ શી રીતે કરવો ત્રીજ્ઞાન શી રીતે મેળવવું, અન્યને શી રીતે વશ કરવું પ્રકરણ ૩ માં યોગવિદ્યા, જેમાં રાજયોગ, હઠયોગ ઇશ્વરભક્ત યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ પ્રાપ્ત કરવી, અષ્ટસિદ્ધિ મેળવવાની કળા, મુદ્રાઓ વિગેરેનું વર્ણન. અને તેની સિદ્ધિ. પ્રા—૪ માં ત્રિકાળદર્શક દર્પણ અને ત્રિકાળદર્શી આયના બનાવવાની વિદ્યા—દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત, ત્રણકાળની વાત શી રીતે જાણવી પ્રા—૫ ત્રિકાળદર્શી વીંટી બનાવવા, હજરત ભરવાની વિદ્યા પ્રા—૬ પ્રેતાવાહનવિદ્યા—પ્રેતોને આવાહન કરી તેના સાથે વાતચીત કરવાની વિદ્યા પ્રા—૭ પ્લેન્ચેટ બનાવવું અને ચલાવવું અને તે દ્વારા પુછેલા પ્રશ્નના જવાબ મેળવવા. પ્રા—૮ વશીકરણ વિદ્યા. પ્રા—૯ કોકશાસ્ત્ર અને રતીશાસ્ત્ર—બ્રહ્મચર્ય, વીર્ય રતન, શરીરરક્ષણ સ્ત્રીપુરુષના ભેદ. સ્ત્રીઓની પદ્મિની, ચિત્રણી હસ્તીની, શંખીની એ જાત અને તેના લક્ષણો—કુમારી સ્ત્રીઓના ભીન્ન ભેદ. જુદા જુદા દેશની સ્ત્રીઓ, સ્ત્રીઓની પરીક્ષા પતિવ્રતા અને દુરાચારણી સ્ત્રીઓનાં લક્ષણો, પુરુષોના—શશક, મૃગ વૃષ અને અશ્વ એ વર્ગો અને તેનાં લક્ષણો, ગૃહસ્થાશ્રમનો આનંદ: પ્રજોત્પત્તિ; પ્રજા કેમ થાય; ગર્ભાધાન; આપના મનમાં ઇચ્છા થાય તેવાં બાળકો જન્મે; ગર્ભની પરીક્ષા—પુત્ર જન્મશે કે પુત્રી તે જલ્દી પ્રસવ થવાનો ઉપાય; વંધ્ય સ્ત્રીને ગર્ભ રહેવાનો ઉપાય, ગર્ભવતી સ્ત્રી અને સુવાગીની દવા, વસ્ત્રાલંકારો ધારણ કરવા. પ્રા—૧૦ મુ કામશાસ્ત્ર—સ્ત્રીઓની ખુબસુરતીનું ગુઢ રહસ્ય.

વ્યવસ્થાપક—ભાગ્યોદય—અમદાવાદ.

પ્રા.—૧૧ મું મંત્રવિદ્યા—વશીકરણનો; લક્ષ્મી પ્રાપ્તિનો; બાળરક્ષણનો; આદ્યાશીશીનો; મહાલક્ષ્મીની સિદ્ધિનો; ધંધો મળે ને ધન વધે તેનો; વેપારમાં ધન મળે વિગેરે અનેક મંત્રો.

પ્રા—૧૨ યંત્રવિદ્યા—જેમાં કષ્ટનીવારક: વશીકરણ; આકર્ષણ; સુખપ્રસવનો એકત્રીસો યંત્ર—ત્રીસોયંત્ર; કાર્યસિદ્ધનો યંત્ર, બાળરક્ષક; પીશાચ જવાનો; અખુટ ભંડારનો; વેપારમાં લાભ થવાનો વિગેરે અનેક યંત્રો.

પ્રા—૧૩ તંત્રવિદ્યા—ઈંદ્રજાળ અને જાદુઈ પ્રયોગો—જેમાં વશીકરણ તંત્ર; લીંબુ ઉછાળવું; નદીમાં દૂધની ધારા ચલાવવી; દીવાસળી વગર દીવા કરવા. કાંકરાનો રૂપીઓ કરવો, આડો મુડ મારવો; ગળામાં છરી ઘોચવી; દેવતા ઉપર ચાલવું વિગેરે અનેક જાદુઈ પ્રયોગો છે. પ્રા-૧૪ ચમત્કારીક પ્રયોગોનો સમાવેશ છે. પ્રા ૧૫, હિપ્નોટીઝમથી અનેક રોગો મટાડવાની વિદ્યા છે. પ્ર. ૧૬ હજારો વ્યાધી માત્ર પાણીથી મટાડવાની વિદ્યા વીગેરે અનેક ઉપયોગી પ્રયોગોનો આ પુસ્તકમાં સમાવેશ છે. તેમાનો એકજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપીયા મેળવી શકાય છે. કીં રૂ. ૫—૦—૦

**ગૃહિણી રત્નમાળા**— અને કુમુદિનીની આત્મકથા- આ પુસ્તકમાં સ્ત્રી ઉપયોગી ૨૫ પ્રકરણો છે. જે વાર્તારૂપે રસીક ભાષામાં છે, જેમાં પતિ સાથે પત્નીએ કેવી રીતે વર્તવું, પતિ પત્નીનો પ્રેમ, સ્ત્રીઓનું ચરીત્ર, સતીત્વ એજ સ્ત્રીઓનું અમુલ્ય રત્ન છે. સ્ત્રી સાથે પતિનું વર્તન, પાડોશી સાથે કેમ વર્તવું આવક ખર્ચ, સાસુ વહુનું કર્તવ્ય, સ્ત્રીઓનો સ્વભાવ, નવરાશનો વખત કેવી રીતે ગાળવો, સ્ત્રી શીક્ષણની જરૂર, બાળકોનું પાલન, ગૃહીણીપદ વિગેરે ઉપયોગી વિષયો છે કીં. રૂ. ૧—૦—૦

**સુખી દંપતી**— અને જયાદેવીની આત્મકથા—આ પુસ્તકમાં સ્ત્રી ઉપયોગી ૧૫ પ્રકરણો છે. જેમાં કુલટા સ્ત્રીઓથી પતિને પડતો ત્રાસ, પતિ પત્નીની ફરજો, પત્નીએ પતિને સહાય કરવી, પતિવ્રતાની કસોટી, ભોળી સ્ત્રીઓ કેમ ઠગાય છે, પડતીમાંથી ચઢતી, બાળકોને ઉછેરવાં, મહાપુરુષનો સમાગમ, સ્વર્ગીયસુખનો આનંદ વીગેરે રસિક વિષયો છે કીં. રૂ ૧—૦—૦

## જેઠાલાલ દેવશંકર દવે રચિત

## સ્ત્રી ઉપયોગી પુસ્તકો

**સુખા ગૃહસંસાર**—અને સુભદ્રાની કુટુંબકથા—આ પુસ્તકમાં ૨૪ પ્રકરણોમાં સ્ત્રીપુરુષને ઉપયોગી અનેક ઉપયોગી વિષયોનો સમાવેશ છે. ગૃહસ્થાશ્રમમાંના કષ્ટને સહન કરી શી રીતે સુખી સ્થિતી પ્રાપ્ત કરવી, તેનું ઉત્તમ દ્દષ્ટાંતરૂપ છે. સ્ત્રીઓ શી રીતે સુધરે, પતિ સેવા, આનંદ મેળવવાનો ઉપાય, સુધારાનો સડો, ખરો ત્યાગ અને સુખી અવસ્થા વિગેરે વિષયો રસીક વાર્તા રૂપે છે. કીં રૂ. ૧)

## રસિક નૉવેલો અને વાર્તાનાં પુસ્તકો

**વહુ ઠકુરાણી**—સર રવિન્દ્રનાથ ટાગોરકૃત સ્ત્રીઉપયોગી અત્યુત્તમ બોધક અને રસીક નવલકથા, પ્રપચીઓનાં કારસ્થાન નિર્દયોની પ્રવૃત્તિ, પતિને મદદ કરનાર સ્ત્રીનાં કામ, પ્રેમ અને આનંદથી વિજય શી રીતે મેળવવો, આધ્યાત્મિક જીવન કેમ ગાળવું વીગેરે રસીક વાતો છે પાકુ પુઠું કીં. રૂ. ૧-૮-૦

**વિનોદચન્દ્ર**-એક અતિ રસમય અને બોધક વાર્તા છે. આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ, વ્યભિચારાદિ દુર્ગુણોથી થતા વિનાશોનો એવો ચિતાર આપવામાં આવ્યો છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે તોપણ તે સદ્દગુણી થશે કીં. રૂ. ૧-૦-૦

**રાજર્ષિ**-ટાગોરકૃત સંસારમાં સર્વ વૈભવો છતાં એક રાજા રૂષિમયજીવન શી રીતે ગાળી શકે છે. અનેક લાભ લાલચથી ન ફસાતાં, પ્રપંચની જાળમાં ન ફસાતાં છેવટે રાજપાટને છોડી ચાલ્યા જાય છે, અનેક પ્રપંચીઓ તેને હેરાન કરવા મથે છે. છતાં ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી તેને પ્રપંચીઓ વશ થઇ પાછું રાજ મળે છે. કીં. રૂ. ૧-૮-૦

# आत्मज्योति किंवा ब्रह्मदर्शन

તત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક—ગ્લેઝ કાગળોમાં ૧૫૦ પૃષ્ઠનું છે. તે વાચી મનન કરવાથી યોગ સંબંધી અનેક નવા વિચારો અને જ્ઞાન પ્રાપ્ત થશે. તેનાં ૧૫ પ્રકરણ છે તેમાં પ્ર. ૧ આત્મજ્યોતિ, પ્ર. ૨ ઇશ્વરદર્શન માટે યોગ્યતા, યમનિયમાદિનું પાલન, પ્ર. ૩ સંધ્યા રહસ્ય, ગાયત્રીમંત્ર, રહસ્ય, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણા, ધ્યાન અને સમાધિનું રહસ્ય. પ્ર ૪ ષટ્ચક્રરહસ્ય. પ્ર. ૫ મણિપુરચક્રનું સ્થાન અને તેનું રહસ્ય, આત્માનું સ્થાન પ્ર. ૬ આત્મપ્રકાશ, યોગરહસ્ય, નાદબ્રહ્મ, જપરહસ્ય, પ્ર. ૭ મણિપુર ચક્રમાં સંયમ કરતાં કુંડલિનીનું સ્વરૂપ ઈશ્વરનું સ્વરૂપ, પ્ર. ૮ ૐકાર રહસ્ય, ઉદ્દાલક મુનિની યોગ સાધના, પ્ર. ૯ તત્ત્વવિચાર-દર્શન, બ્રહ્મભવન, આત્મા અને બ્રહ્મ પ્ર. ૧૦ દીર્ઘાયુષી શી રીતે થવું. પ્ર. ૧૧ સચ્ચિદાનંદ રહસ્ય. પ્ર. ૧૨ ચિતિજ્યોતિનાં દર્શન પ્ર. ૧૩ સંયમની સિદ્ધિ, શાંભવી મુદ્રા પ્ર. ૧૪ આત્માનુસંધાન પ્ર. ૧૫ પરમાત્મ પ્રાપ્તિ વિગેરે વિષયો છે. કીં રૂ. ૧—૦—૦

## એકાગ્રતા અને દિવ્યશક્તિ

અધ્યાત્મજ્ઞાનનું ઉત્તમ પુસ્તક છે. તેમાં મનની એકાગ્રતા શી રીતે કરવી, ચિત્તનો નીરોધ કરવાનો સહેલો ઉપાય, પ્રાણાયામની રીત, વિગેરે ઉપાયો-દ્વારા ઇશ્વર સાથે એકાગ્રતા સાધી દિવ્યશક્તિ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે તે ઉત્તમ પ્રકારે સમજાવ્યું છે. કીં. રૂ. ૧— —૦

**આત્મિક જીવન**—આ પુસ્તકમાં આત્માનું સ્વરૂપ, આત્મિકજીવનનું રહસ્ય, ખરૂં આત્મજ્ઞાન, આધ્યાત્મિક જીવનમાં મનની એકાગ્રતાનું સ્થાન, આત્મિક વિકાસ, ચૈતન્યતાની વિશાળતા કર્તવ્યના નિયમો વિગેરે ઉપયોગી વિષયો છે. કીં રૂ ૧—૦—૦—

॥ ॐ श्री ॥

॥ श्री सद्गुरवे परमात्माने श्रीमन्नृसिंहाचार्याय नमः ॥

# સુખના સિદ્ધ મંત્રો.

## બ્રહ્માનંદમાં નિમગ્ન રહેવું.

૧ શ્રી ઇષ્ટના જ્ઞાનાદિ અનંત વૈભવમાં મસ્ત રહેનાર આપનુ સ્મરણુ પણુ પાવન કરનાર છે.

૨ પરમાત્માનું સ્મરણુ કરતા અંતરમાં પરમાત્મતત્ત્વને અનુભવતા પ્રસન્ન હશોજ. આ અનંત સરખી પ્રતિત થતી માયાના તથા તેનાથી પર અમાપ પ્રદેશમાં એક પરમતત્ત્વને જ સભર અનુભવવું એ જ ચમત્કૃતિ માત્રની પરાકાષ્ટા છે. તેનો હસ્તામલકવત્ અનુભવ કરતાં મસ્તરૂપે પ્રસન્ન રહેશો.

૩ વસ્તુરૂપે આપશ્રી અમારા અંતર્યામિ છો અને પ્રતિતીરૂપે આપશ્રી અમારી બ્રહ્મોપાસનાના પ્રતિક છો. ઉભયરૂપે આપશ્રીનું અમો રંક સાધકો નવીન વર્ષના આરંભ દિવસે ધ્યાનમય યજન કરીએ છીએ. તત્ત્વરૂપે આપશ્રી અમોને જ્ઞેયાભિન્ન પ્રતિત થાઓ છો. પ્રતીતિરૂપે અમારા વ્યવહારમાં નવ નવા ઉન્મેષના પ્રવર્તક થાઓ છો. પરમાર્થમાં અમારા બ્રહ્મસાક્ષાત્કારના આવિર્ભાવમાં આપશ્રી

ઉદ્દિપક થાઓ અને વ્યવહારમાં અમને પ્રતિભાસંપન્ન કરો એવી પ્રાર્થના છે.

૪ શુભ શાસ્ત્રોના અભ્યાસથી અને પૃણ્યકર્મો કરવાથી તત્ત્વ-જ્ઞાન થાય છે.

૫ મન નામનું આપણું સુપાત્ર બાળક છે તેના પ્રતિનો પિતૃ-ધર્મ છોડીને ગજા ઉપરાતનો સર્વ ભ ર એ એકલાના ઉપર નાંખ્યો છે. તેને શક્તિ ઉપરાંતનું પોતાની બાલીશ–આવડ પ્રમાણે વહેતાં કચરાઈ રહ્યું છે. તેના પ્રતિ આનંદદૃષ્ટિપૂર્વક બળને પ્રેરતા પાલન કરતા તેના પિતાની યોગ્યતાનુંસાર કામ બતાવી તે કામ ઉપર અમૃતમય પ્રેમરસ રેડતા તેની યોગ્ય પ્રવિણુતા અભ્યાસથી આણી મૂકીએ.

૬ શ્રાવણ માસમાં બાહ્ય વૃષ્ટિ થાય. તેવી અખંડ બ્રહ્મામૃતની વૃષ્ટિ થવા અર્થે શ્રીસદાશિવનું તાદાત્મ્યાનુંસંધાન કરવાનો વિધિ છે. તે પ્રમાણે અનુસંધાન કરનાર આપના જેવા મુનિઓ જગતમા વિરલ છે.

૭ આ સઘળું વિશ્વપુરુષના યજ્ઞભૂત છે. તે યજ્ઞ દ્રવ્યયજ્ઞ અને જ્ઞાનયજ્ઞ એમ બે પ્રકારે ચાલે છે. બંન્ને યજ્ઞોના પ્રકાર અધિકાર અને યોગ્યતા વિના સર્વાંગ સિદ્ધ થતા નથી. જેમ અસ્તવ્યસ્ત પદાર્થો અગ્નિમાં નાંખવા એ હોમ નથી. પણ માત્ર હોમી છે, તેમ ગમે તેવા વિચારોને મનમાં પ્રવેશ કરાવીને ચેતન અગ્નિવડે ચળ-કતા કરવા એ જ્ઞાનયજ્ઞ અથવા જ્ઞાનહોમ, હોમ નથી. પણ વિજ્ઞા-નનો માત્ર ભડકો છે. હોમ્યાથી અને ભડકાથી ચિરકાળનો લાભ કોઇને થવો સંભવતો નથી.

યજ્ઞોપવિતનો વિધિ, અધિકાર અને સંસ્કારરૂપ છે. અને તેવડે ઉભય યજ્ઞ સધાય છે.

૮ બ્રહ્માનંદમાં નિમગ્ન રહેશો આપનો પત્ર પ્રસાદ પ્રાપ્ત થતાં વૃત્તિ ઉલ્લાસવાળી થઇ, યજ્ઞોપવિત બદલી આવ્યા પછી બાળ ભાવે બ્રહ્મનું ચિંતન ઉપનિષદના મંત્ર ઉપરથી થયું. નીચેના બે શ્લોકો ચિત્તમાં સ્ફુર્યા

## બ્રહ્મબાળ.

હું જાણું શિશુ રમ્યભાવથી સદા નિર્દોષ આળોટતા,
પત્રાકે સ્મિત મૌક્તિકે રસભર્યા અંગુષ્ટને ચાવતા;
પૂર્ણારોગ્યથી સ્થૂળનાં અવયવો વિસ્તારી સંકોચતા,
કાંચી દામથી શોભતા મદભર્યા તાર સ્વરે ગુંજતા.
જેના મૂર્દ્ધ વિશે સદા વિલસતા જ્યોતિતણા ખંડના,
સપ્તર્ષિ પ્રસરાવતા નિજબળે ભાગ્યા તુટયા અંશને;
સંધાનો કરતી સદા ચમકતી વાગદેવી પત્નીરૂપે,
વંદુ બાળ છતાં સદા ગળી જતા સંસારના કંદને.

**ટીપણ:—**

સંસારના ક્ષીરસાગરમા એક કમળના તરતા દલ ઉપર પરમાત્મા બાળકરૂપે સૂતા છે. કેડે ત્રણ દોરાનો કંદોરો છે અને ઘુઘરીઓ હાલવાથી ખખડે છે. એક અંગુઠ ને મુખમાં ઘાલી હસતા મુખથી ચૂસે છે. અવયવો ઘણાં હુષ્ટપુષ્ટ અને રમણીય છે. અને તે અવયવોની ખેંચતાણ કરતા પ્રસન્નતાથી નિર્ભયપણે કમળદલ ઉપર આળોટે છે. કંઇક અવ્યક્ત ગુંજારવ કરે છે. સમગ્ર વિશ્વના ચિત્રની રેખાને પોતે આકાશ સામુ જોઇ સાત ઋષિઓ અને આદમાં અરૂન્ધતી દ્વારા પ્રસરાવે છે.

આવું મનોહર "બાળગોપાળ" નું સ્વરૂપ આપણાં પુરાણોમાં ચિતર્યું છે. તેનું બીજ ઉપરની બ્રહદારણ્યકશ્રુતિમાં છે અને તેનો ઉપરના શ્લોકમાં અનુવાદ છે.

**ચિત્રનું રહસ્ય નિચે પ્રમાણે છેઃ—**

વિરાટ પ્રભુ જ્યારે વિશ્વાત્મારૂપે મનુષ્ય દેહમાં પ્રતિત થાય છે ત્યારે સ્થૂલ શરીરના ભીતરના પોલાણરૂપ ક્ષીરસાગરમાં હૃદપદ્મ તરે છે. તેના ઉપર તે વિશ્વાત્મા સુતા છે. વિષયોનો રંગ તેમને લાગ્યો નથી તેથી તે બાળક જેવા નિર્દોષ છે.

અંગુષ્ટ માત્ર પુરુષ હૃદયાકાશમાં છે તે સૂચવવા અંગુઠાને ચૂસે છે. ચૈતન્યના અદ્‌ભૂત પ્રભાવથી સ્થૂળના અણુંઓ અને પુટો પૂર્ણ આરોગ્ય અને બળવાળાં છે અને તેથી અવયવોને વિસ્તારી સંકોચ કરે છે. આ લીલા કરવામાં પત્ર ઉપરથી ક્ષીરસાગરમાં અર્થાત મૃત્યુ મુખમાં પડવાનો તેમને ભય નથી. તે મૃત્યુના સ્વરૂપને મિથ્યા માની હસે છે.

સત્વ રજ અને તમથી ગુંથાએલા અને પ્રણવ અથવા શબ્દ-બ્રહ્મની ઘંટડીઓવાળા કેડના કંદોરાવડે ગુંજારવ ક્ષીરસાગરમાં થાય છે.

આ લૌકિક ચેષ્ટા કરતા પોતે હૃદયાકાશમાં સૂતા સૂતા મૂર્દ્ધા-કાશપ્રતિ નજર કર્યા કરે છે. તે મૂર્દ્ધાકાશમાં રહેલા સાત ઋષિઓ અને આઠમા અરૂન્ધતી તેમના મનોભાવને સમજી પોતાના ભાગ્યા-તુટયા તેજવડે તેમના ભાવને પ્રકાશિત કરે છે.

બે કાન, બે નેત્ર, બે નાકનાં રંધ્ર અને મુખ મળી સાત મસ્તિ-ષ્કનાં ઇન્દ્રિયદ્વારો સપ્તર્ષિ મંડળ છે અને બ્રહ્મ સાથે અનુંસંધાન-વાળી બ્રહ્મરંધ્રદ્વાર ધ્રુવ મંડળ અને સૂર્યમંડળ સાથે જોડાએલી

સુષુમ્ણા ગત અરૂન્ધતી વિશ્વના ચિત્રને ઝાંખુ ઝાંખુ દેખાડે છે. પરમાત્માના અંતર્ગત મનોભાવને આ ઋષિઓ અને અરૂન્ધતી પૂર્ણ રૂપે દર્શાવી શકતાં નથી. કેમકે ઇન્દ્રિયો સ્વયંજ્યોતિ આત્માના સ્વરૂપને શી રીતે દર્શાવી શકે?

બાળ છતાં આ વિશ્વનું ચેતન સંસારના કંદને ગળી જાય છે. અંગુઠો કંદનું ભાન કરાવે છે.

ચિંતન કરતાં આ ચિત્ર રસ ઉત્પન્ન કરશે એમ ધારી અત્રે આલેખી બતાવ્યું છે.

बालं मुकुन्दं मनसा स्मरामि :

પરમ શિવની કૃપામય વિભૂતિઓનાં પરમકલ્યાણ સાધવા અર્થે શ્રીમદાશિવ પોતે આ જગતમાં વિવિધરૂપે અવતરી અનુગ્રહ કરી સ્વસ્વાત્માનુંસંધાન કરવા પ્રબોધે છે, એવી ભાગ્યશાળી વિભૂતિઓમાંના એક જેવા આપને શું કંઇ વિશેષ સૂચવવું હોય?

શ્રીગુરૂ કૃપાબળે બાહ્ય દેશાદિ જાતિબંધનનો અધ્યાસ છુટી જવાથી પરમ–બ્રહ્મવિશ્વનું આરાધન અને અનુષ્ટાન થવાથી અંતર્યુકત છતાં જગત્ હીતાર્થે અનેક શુભ પ્રવૃત્તિ સેવતા અધિકારી દેવ વર્ગમાં એક આપને એજ અંતર્યામીની અકળ સત્તાવડે જે ભ્રમ જગતને ધ્રુજાવી રહ્યો છે તેથી બીલકુલ મુકત કર્યા છે. અને અતઃપર પ્રારબ્ધાનુંસાર અનેક દિવ્ય વિદ્યાઓના પ્રસારક કે અનેક દીન દુઃખીઓના ઉદ્ધારક સ્થાપે તો તેમાં નવાઇ જેવું નથી.

जीवाऽभय प्रदानस्य कलांनार्हन्तिषोडशी

બ્રહ્મજળ અત્યંત શાંત છે તથા અમૃતરૂપ છે, તે આ તાપ તો શું પણ સંસારના સર્વ તાપોને શાંત કરવા સમર્થ છે, પણ લૌકિક

તાપને લીધે આ ઝરો અંતરમાંથી શુષ્ક થતો લાગે છે. તમારા પુણ્ય સંકલ્પથી એ ઝરો ભરપુર વહન થતો રહે તો કોઇ તાપની પ્રતિતી થવાનો પછી સંભવ રહેતો નથી.

તમને દુઃખ વ્યથા કહે એ સંભવ જ નથી, તથા પ્રિતિ અથવા સુખ હર્ષ ઉપજાવે તેમ પણ નથી. દેહ છતાં અને દેહ ત્યાગ કર્યા પછી પણ દેહધારી આત્મા તો જેવો હોય છે. તે પોતે તેવો જ રહે છે. એવો ઉત્તમ જ્ઞાનનો આપની બુદ્ધિમાં પ્રકાશ થયો હોવાથી આપ કયા હેતુથી તાપ પામો ? તથા ગમે તેવું અસહ્ય કષ્ટ ખેદ પમાડી શકે જ નહીં.

---

# બ્રહ્મતત્વ.

## બ્રહ્મતત્વ એક રીતે "લાવણ્ય" જેવો પદાર્થ છે.

## લાવણ્યનું લક્ષણ.

---

मुक्ता फलेपु छायाया स्तरलत्व मिवान्तरा
प्रतिभाति पदंगेपु लावण्यं तदिहोच्यते

સુંદર સ્ત્રીના અવયવોમાં મોતીના દાણામાં જેમ છાયા તરવરે તેમ જે રમણીયતા તરવરે છે તેને લાવણ્ય કહે છે.

તે લાવણ્ય સ્ત્રીની આંખમાં કે મુખમાં કે સ્તનમાં વહેંચાયેલો ધર્મ નથી. પણ તે અખંડ પ્રસરેલો ધર્મ છે. તેમ બ્રહ્મરસ સર્વ પ્રાણી પદાર્થમાં તેવા અખંડ પદાર્થને સર્વત્ર પૂર્ણરૂપે તરતો અનુભવવો એ એક રસીક કલા છે. અને તે ઉપાસકોને શ્રી ઈષ્ટાનુગ્રહથી આં-

ગળીઓ ઉપર રમતી છે. ઉપનિષદના ઉપાસનાખંડમાં આવા આવા રસીક ટુચકા છે અને તેનો સ્વાદ ઉંડા વૈરાગ્ય અને અભ્યાસવાળા ઉપાસકો લઇ શકે છે.

ઉપરની અક્ષિપુરૂષની ઉપાસનામાં મને "ત્રિપુર સુંદરી"નું સર્વાંગ બ્રહ્મમય લાવણ્ય જણાય છે. અને તેથી મોહરાત્રિએ (કૃષ્ણ જયંતિએ) નિશાયે વિષ્ણુપૂજન સમયે સ્ફૂર્યું છે. અને તે આપને વિનોદ અર્થે તેટલા સારૂ મોકલ્યું છે.

શ્રી ઇષ્ટના અખંડ રસમય સ્વરૂપમાં નિમગ્ન આપ મહાપુરૂષને આવા વિષયોમાં નૂતન જેવું કંઈ જ નથી. પણ અર્પણ કરનારનો પ્રેમ પદાર્થ અદ્‌ભૂત કિંમત જોઇ કામ કરતો નથી, પદાર્થ ક્ષુલ્લક હોય તોપણ પ્રેમવડે આપનાર લેનારની મતિ તેની વિલક્ષણ કિંમત આંકે છે.

# अक्षि पुरुषोपासना

## प्रतिक

---o---

ॐ

| | | |
|---|---|---|
| શ્રીં | | ह्रीं |
| વામની | | भामनी |
| (ચંદ્ર) | | ( સૂર્ય ) |
| વિષ્ણુ | तत्पद | ब्रह्मा |
| | | क्लीं ( अग्नि ) |
| | | संयद्वाम रुद्र |

**વસંતતિલક**

જે નેત્ર લક્ષ્ય પુરુષે સ્વરૂપાભિમાની,
તે અમૃતે અભય બ્રહ્મપદે વિલાસી;
જેવી રીતે સરી જતાં જળબિંદુ નેત્રે,
(તેમ) શુક્લો અને મલિન કર્મ નડે ન તેને.[1] ૧
તે ત્રૈપુરે પુરુષ વાસ કરે સુભાગી,
વામા અને પ્રખર ભામનિ નામ પામી;
ત્રીજા પદે રસિક સંયદ વામ જાણી,
નેત્ર ત્રયે વિલસતા શિવતત્વરાગી ૨
જેના હૃદે સ્ફુટ થયું શિવ તત્વ આવું.
તેની ગતિ અયન ઉત્તરમાં જણાતી;
શાસ્ત્રીય કર્મથી પુનિત થવાનો બંધ,
યોગાગ્નિ શુદ્ધ જનને અડકે ન અંશ. ૩

( છાંદોગ્ય ઉપનિષદ્‌ના ચોથા પાઠકના પંદરમા ખંડ ઉપરથી )

**ટિપ્પણુ**

શાસ્ત્રમાં આક્ષપુરૂષની ઉપાસનાનો મહિમા ઘણો વર્ણવ્યો છે. તે રહસ્યની ગુંથણી આગમ અને તંત્રોમાં ત્રિપુરાંબિકા અને ત્રિપુરેશ્વરના ભજનમાં કરવામાં આવી છે. તે ઉપાસનાનું બીજ છાંદોગ્ય-ઉપનિષદમાં છે અને તેની છાયાનો ઉપરના ત્રણ શ્લોકમાં અનુવાદ છે.

આપણા ઋષિઓ અગમ્ય તત્વને ગમ્ય કરવા ઉપાસનાનું વિધાન કરે છે. તે ઉપાસના લક્ષણદ્વારા ઉપાસ્યનો સાક્ષાત્કાર કરાવે છે. મનુષ્ય દેહના નેત્રરૂપ અવયવમાં કંઇક અગમ્ય તત્વની ઝાંખી થાય છે. મનુષ્યનાં નેત્રો ઘણાં ગૂઢ ભાવોને વિલક્ષણ રીતે ઇંગિત

અને કટાક્ષથી જણાવી શકે છે. તેથી અલંકાર અને રસશાસ્ત્રમાં કટાક્ષ મહિમા અને તેના પ્રકારોનું અપૂર્વ વર્ણન કરવામાં આવે છે.

મોક્ષશાસ્ત્રમાં પણ ગુરૂના ઈંગિત અને કટાક્ષ **સાંભવિ દિક્ષા** આપી શકે છે **શાક્તિદિક્ષામાં** પણ તે કટાક્ષો અપૂર્વ ચમત્કાર કરે છે.

શ્રી ગુરૂના લીલાતનુ પાસે રહી જેઓ સાચા અંતેવાસી અર્થાત પાસે રહી જેઓ શિષ્યત્વ પામનારા થયા છે, તેમને **પરઅક્ષિ પુરુષ**ના મહિમાનો અનુભવ થયો હોવો જોઇએ. શ્રી સદ્ગુરૂના **અક્ષિ પુરૂષથી** જાગ્રત થયેલા જીવને પોતાના અક્ષિપુરુષનું ભાન ઉપરની શ્રોત ઉપાસના કરાવે છે.

શારિર અને માનસશાસ્ત્રના અભ્યાસકને જણાયેલું છે કે નેત્રો બે છતા ચાક્ષુષ પ્રત્યક્ષનું કેન્દ્ર એક છે. તેથી બે નેત્રો વ્યાપાર વાળાં છતાં એકજ પદાર્થનું સર્વાંગભાન આપણને થાય છે.

જે નાડી બે નેત્રગત નાડીનું અનુસંધાન કરી એક કેન્દ્રમાં લાવે છે. તે નાડીના બળને મહર્ષિઓ ત્રિજું નેત્ર કહે છે. અને તે નેત્ર ગુપ્ત અથવા ઢંકાયેલું ગણાય છે. તે નેત્રનું બાહ્યગોલક મનુષ્ય પ્રાણીમાં લુપ્ત થયેલું છે. પણ તેનો સદ્ભાવ મસ્તિષ્ક ગર્ભમાં છે, એવો યોગીજનોનો અનુભવ છે.

તે નેત્રગત નાડીનું એક કેન્દ્રમાં સંયમન કરનાર નાડીને શિવજીના ત્રીજા નેત્રની ઉપમા આપવામાં આવે છે.

આ ત્રણ ચાક્ષુષ પ્રત્યક્ષનાં નાડીચક્રને યોગશાસ્ત્રમાં આજ્ઞાચક્ર કહે છે. તેનું પ્રતિક અથવા બાહ્યયંત્ર આ વિષયના મથાળે આવ્યું છે.

શાખાચંદ્ર જ્યાં એ અક્ષિપુરૂષની ઉપાસના કરવાની છે. જેમ સુક્ષ્મ દ્વિતિયાનો ચંદ્ર આકાશમાં રહેલો એકદમ જોઇ શકાતો નથી પણ કોઇ બતાવે કે અમુક ઝાડની શાખા ઉપર ચંદ્રમા છે,

તો તે દિશાએ નેત્રવૃત્તિ વાળતાં આકાશમાં રહેલા ચંદ્રનું શાખા-દ્વારા ભાન થાય છે, તેમ આ સ્થૂળ શરીરના ઉપર બતાવેલા "ત્રિકૂટ" અથવા "ત્રિવેણી" સ્થાનના આજ્ઞાચક્રદ્વારા સર્વ શક્તિમાન સગુણ પુરૂષ અથવા સદાશિવના સ્વરૂપનું ભાન મુર્દ્ધાકાશમાં સહસ્રાદલ પદ્મમાં થાય છે.

પહેલા શ્લોકમાં અક્ષિચક્રના પ્રતિકની લક્ષણા સિદ્ધ થયા પછી **अक्षि** પુરુષની ઉપાસના "અહંગ્રહ" રૂપે કરવાની છે એમ સુચવ્યું છે. અર્થાત્ ઉપાસ્યતત્ત્વ નેત્રમાં બેઠું નથી. પણ "પર" છતાં નેત્રદ્વારા લક્ષમાં આવે છે. અને તે તત્વ "હું છું" એ પ્રકારના અહંતાવેષવડે ગ્રહણ કરવાનું છે.

ઉપાસ્ય પુરૂષમાં (૧) અમૃતત્વ (૨) અભયત્વ અને (૩) નિર્લિપ્તત્વ એવા ત્રણ ગુણો રહ્યા છે. અને તે ગુણવિશિષ્ટ પુરૂષનું ચિંતન કરવાનું છે. જેમ નેત્રમાં અશ્રુ બિંદુઓ આવી આવી ખુણાની નાડીમાં સરી જાય છે. તેમ ઉપાસ્ય પુરૂષના ઉપર શુભ વા અશુભ કર્મોની વાસનાઓ આવી આવી સરી જાય છે, અર્થાત પુરૂષ નિર્વાસન છે.

જુઓ આ શ્રુતિના ઉપર બંધાયલું પતંજલી ભગવાનનું યોગસૂત્ર **क्लेशकर्म विपाकाशायै र परामृत पुरुष विशेष ईश्वर** બીજા શ્લોકમાં શ્રુતિ પ્રતિપાદિત ભાવપ્રધાન ગુણોનું વર્ણન છે. શ્રુતિમાં **संयम द्वाम वामनी भामनी**—એ ત્રણ નામથી રહસ્ય ગુણનું વર્ણન છે.

વિષયના મુખ ઉપર આપેલા પ્રતિક પ્રતિ લક્ષ કરતાં જણાશે કે તેમાં બે દળ અને એક યોનિ ખંડ છે. આ ત્રણ ભાગમાં ગુણ વિશિષ્ટ અક્ષિપુરુષની ઉપાસના કરવાની છે, આ પ્રતિકને તંત્રમાં

ત્રિપુર કહે છે. એક દલમાં **વામની** નામની ગુણ કળા કહે છે. આ કળાને તંત્રશાસ્ત્રમાં વામા દેવી નામથી ઓળખવામાં આવે છે તેનું નામ વામની આપવાનું કારણ એ છે કે: તે સઘળા સૌંદર્યવાળા પ્રાણી પદાર્થોને લાવી આપે છે. વામ એટલે સુંદર. સર્વ સૌંદર્યની પરિસીમા તે વામા દેવી છે તેને ચંદ્રકળા પણ કહે છે. અને તે મોહક વિષ્ણુની પત્ની ગણાય છે. આ કલાનો બીજ મંત્ર "श्रीँ" છે. સારાંશ **श्रीँ** બીજ મંત્ર સહિત વિષ્ણું દેવની वामा અથવા **चंद्रकला** વિશ્વના સૌંદર્ય માત્રને ધારણ કરી રહેલી **अक्षिपुरुष**માં ગુંથાએલી છે એવી ભાવના કરવાની છે.

ઉપાસ્ય પ્રભુ સર્વાંગ સુંદર છે, એટલુંજ નહીં પણ તે ઘણા તેજવાળા છે. તે બીજા ધર્મને **भामनी** નામથી વર્ણવવામાં આવે છે. સર્વ લોકમાં ઇશ્વર ચેતન પ્રકાશે છે :( **भा**–પ્રકાશવું ) માટે તે **भामनी** કહેવાય છે. આ કળાને તંત્રમાં સાર કળા અથવા સૂર્યની **जेष्टा** દેવી નામથી ઓળખવામાં આવે છે. તેનો બીજ મંત્ર "**ह्रीँ**" છે. અને તેને **हल्लेखा** પણ કહે છે. આ શક્તિ પ્રકાશદ્વારા પદાર્થ માત્રનો "પ્રસવ" કરનારી હોવાથી सावित्री કહેવાય છે. અને તે બ્રહ્માની શક્તિ છે. બીજા દળમાં બ્રહ્મદેવની **भामनी** સાવિત્રીનું ચિંતન **ह्रीँ** મંત્રવડે કરવાનું છે.

ઉપાસ્ય પ્રભુ પોતે સુંદર છે તથા તેજસ્વી છે, એટલું જ નહિં પણ સૌંદર્ય અને પ્રકાશ બંનેનું સંયમન કરનાર છે. આ ત્રીજી કળાને **रौद्र** કળા કહે છે. અને તે **अग्नि**ની અથવા રુદ્રની છે. તેને **अग्न** કળા અથવા **काम** કળા પણ કહે છે, કારણ કે તે બાળે છે

અને ઉત્પન્ન પણ કરે છે. તેનો બીજ મંત્ર ક્લીઁ છે કેમકે તે જન્મ આપે છે અને લય પણ કરે છે. આ ગુણને **संयद्धाम** કહેછે. કેમકે તે સુંદરતાદિનું સંયમન કરે છે.

રુદ્ર ભગવાને સતીના નાશથી દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ધ્વંશ થયો અને ત્યાર પછી કામનો લય કર્યો પુનઃ હીમાલયને ત્યાં પાર્વતીના અવતાર પછી તેમના તપોબળથી વશ થઇ કામનું પુનર્જીવન કર્યું ઇત્યાદિ પૌરાણિક કથા ક્લીઁ બીજ વાચ્ય ગુણનું અદ્દભૂત ચિત્ર છે.

આ પ્રમાણે ત્રિપુર વાસિની—શ્રીઁ હ્રીઁ ક્લીઁ [ નામની ભામની **संयाद्धम** ગુણવિશીષ્ટ ભગવતિ પોતાના પુરુષને વળગી સદાશિવ નામના **अक्षिपुरूष**ની ઉપાસનાના અંગમાં ઉતરે છે.

ત્રીજા શ્લોકમાં અમૃત અભય અને નિર્લેપ એવા પ્રથમ શ્લોકમાં વર્ણવેલા અભાવ પ્રધાન ધર્મવાળા અને બીજા શ્લોકમાં વર્ણવેલા સવર્ણ સુંદર સર્વ પ્રકાશક અને સર્વ નિયંતા એવા ભાવ પ્રધાન ધર્મવાળા સદાશિવરૂપ **अक्षिपुरुष**ને તેઓ ઉપાસનાથી અનુંભવિ શકે છે.

તેમના શરીરને મરણ સમયે શાસ્ત્રીય સંસ્કાર થાય, વા ન થાય. અથવા તેમની પછવાડી શ્રાદ્ધાદિ ક્રિયા થાય વા ન થાય. તો પણ તેઓ ઉત્તરાયણ માર્ગે અર્થાત્ પુનરાવૃત્તિ રહીત "દેવમાર્ગે" અથવા આર્ચિ માર્ગે ગતિ કરી ક્રમમોક્ષને અવશ્ય પામે છે. એવા શ્રુતિના સારનો અનુવાદ છે.

૧૩ પરમાર્થનાં સૂત્રો જેઓ વ્યવહારતંત્રમાં વણી જાણે છે તેઓજ સાચા કારીગર છે અને તેવી કુશળતા તમારા કુટુંબમાં પ્રભુએ આપી છે તે જાણી મનને ઘણી પ્રસન્નતા થાય છે.

પ્રત્યકતત્વ એજ બ્રહ્માંડમાં વિલસી રહ્યું છે, એમ અનુસંધાન કરી તેમાંજ સ્થિત થવું એ મનુષ્યોનું પરમ મંગળકારી કૃત્ય છે. એજ જીવન સાફલ્યનો મહા મંત્ર છે, એજ અનુસંધાનથી બાહ્ય દેહ-માં અનેકવિધ સૂક્ષ્મ પરિણામ થઇ અંતરમાં ઉંડા સંસ્કારો જાગી સદેહેજ શિવભાવને પમાય છે. એમ સર્વ મંત્રશાસ્ત્રનો ઘંટાઘોષ છે. કદી કાળ કર્મે એ અનુસંધાન કાળમાં અંતઃશરીરને દગ્ધ કરી તેજોમય કરવામાં બાહ્ય અનેકવિધ આપત્તિઓ આવી પડતી ભાસે, તો તે વિશુદ્ધ કરનાર અને અંતઃસ્વરૂપને જ પ્રજ્વલિત કરનાર શુદ્ધ તપ અને બ્રહ્મનિષ્ટાગ્નિની જ જ્વાળાઓ છે. એમ માનીને સહેવી જોઇએ આદરથી ચહાવી જોઇએ. અને એજ આદરથી અંતરમાં રહેલું અલૌકિક સામર્થ્ય જાગ્રત થઈ આત્માથી અન્ય સર્વને ધકેલી નાંખી સુવર્ણમય દિવ્ય પ્રકાશથી પ્રકાશી ઉઠે છે. લોકોની પરમહિતકારક ભાવનાઓ સાધે છે તથા ખરૂ જગદ્‌ગુરુત્વ ઇશ્વરપ્રદત્ત પ્રકટાવી જાય છે એજ સામર્થ્યે એજ સાધના વડે જ ભગવાન શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રી મધ્વાચાર્ય, શ્રી ચૈતન્યમયી પ્રભુ, શ્રી નિંબાકાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, અભિનવ ગુપ્તાચાર્ય તથા શ્રીનૃસિંહા ચાર્યજી વિગેરે મહાપુરૂષો તથા શ્રી ઉપેન્દ્રાચાર્યજી આદિ જ્યાં સુધી મનુષ્ય એ તત્વનો પરિત્યાગ કરતો નથી ત્યાં સુધી માનવનો દેહ રહો કે જાઓ તથાપિ તેની દિવ્યતા એક અંશ પણ નષ્ટ કોઇ કરી શકે જ નહીં. અવ્યાહત ગતિને રોકવા કોઇપણ સમર્થ નથી જ.

ઉપર જણાવેલા જગદ્‌ગુરૂ આચાર્યોમાંના કે જેને પ્રથમમાં જ રાજ્યાશ્રય મળ્યો હતો? શું રાજ્યાશ્રયથી જ જગદ્‌ગુરુ થવાય છે? ના.

રાજ્યાશ્રય તો તેને ખોળતો પાછળ પાછળ ચાલ્યો આવે છે.

માટે એ વાતનું વિસ્મરણ શ્રી ગુરૂકૃપાએ ન થાય અને શ્રી ઇષ્ટકૃપાએ દ્વૈત ભાવ ન પ્રકટે એટલે સર્વત્ર વિજય.

૧૫ અખંડૈકરસ બ્રહ્મતત્વમાં નિમગ્નવૃત્તિવાળા આપ મહાપુરૂષને કર્તવ્ય શેષ કંઇજ નથી પણ લોક યાત્રાર્થે અને પરોપકારાર્થે આપ સ્વભાવથી જ પ્રવૃત્ત થાઓ છો, એમ સમજી ઉપરની સૂચના કરી છે.

શિવતત્ત્વરૂપે સદાય પંચવિધ તત્વપરાયણ સ્વયં શિવરૂપ છતાં, સ્વયં પૂર્ણ કામ છતાં પૂર્ણ લીલારૂપે સૃષ્ટિમાં જીવભાવ ધારણ કરી અન્યને અંધારામાં નાંખતા છતાં સ્વયં સ્વસ્વરૂપે સ્થિત આત્મન્!

સર્વત્ર અગાધ અપાર સર્વૈશ્વર્યમય ચૈતન્યાબ્ધિ સભર ભર્યો છે તેમાં ડુબકી મારવાથી તેમાં નહાવાથી તેમાંથી યથાશક્તિ પાન કરવાથી જીવાત્મા અલ્પ સમયમાં જ આશ્ચર્ય પમાડે તેવી રીતે પોતાની પરમોન્નતિ સાધીને પરમશિવભાવે સ્થિત થઇ તેના પોતાના ચિત્તમાં જે જે સ્ફુરે તે ઇશ સ્ફુરણવત્ અમોઘ અને અપ્રતિમ હતભાવથી સ્થૂળમા પણ સાક્ષાત્ કરી શકે છે, અન્યને સાક્ષાત્ કરાવી શકે છે અને ભોગ તથા મોક્ષ એમ ઉભયવિધ ઐશ્વર્યનો લાભ લઇ શકે છે.

યોગ્ય અધિકારીઓને આપી પણ શકે છે, એ વાત સર્વાંશે શ્રી સદ્દગુરૂચરણશરણ પરાયણ મનુષ્યને કેવળ શાબ્દપ્રમાણજન્ય નથી. કિંતુ સ્વસંવેદ્ય જ છે. કાર્પણ્ય વગેરે જીવભાવના આરોપીય ગુણો દૂર નાશી જતાં ( પળાતાં ) સ્વયં કર્તુમકર્તુ અન્યથા કર્તું સમર્થ જ અનુભવાય છે.

એવા મહાપુરુષોનાં ચરણ સેવનારાને પણ દૈન્ય નડી શકતું નથી. તો પછીથી શ્રી મહેશ્વરના લીલાવતાર બ્રહ્મવિદ્યા પ્રચાર કરનાર શ્રી સદ્દગુરૂ કૃપાકટાક્ષથી ત્રણે મળ જેના દૂર થયા છે એવા પુરૂષ માટે તો શું કહેવું ?

૧૭ પ્રિય અભિન્ન !

સર્વત્ર જ્યાં તુંજ છે અને સર્વ કોઈની પ્રવૃત્તિનું મૂળ તને જ સુખ આપવા અર્થેજ છે, એ તું કાંઇ જીવ નથી. પણ પરમ શિવ-તત્વ રૂપે સ્થિત રહીને જ આ જગદાકાર પરિણામને સમાનાધિકરણથી જ્યાં એ હું જ છું એવા પ્રબળ અનુસંધાનવડે સાક્ષાત્કરના સર્વત્ર આત્મભાવને જ અનુભવે છે તે છે અને તેથી જ अहं એટલે અકારથી માંડીને હકાર પર્યંત એટલે સંપૂર્ણ વર્ણરૂપ એટલે વર્ણમાત્રનો વાચ્યરૂપ જ પોતે છે એમ અનુભવાય છે. એવા યોગિજનોને તેવા પરમ શિવરૂપ મહાત્માઓને કોણ રોકી શકવા કે તેમનું બુરૂ કરવા કે તેમનું કાંઈ કાર્ય અટકાવવા સમર્થ થઇ શકે ? કોઇ નહિ.

કોઇપણ નહીં કારણ કે દરેક સ્થળે અને સર્વ કામમાં એજ એક જ સર્વરૂપે વ્યાપક છે જ એ પ્રમાણે હોવાથી જ તેમનાં સામર્થ્યની મર્યાદા યથાવસ્થિત કોઇ જાણી શકવા પણ સમર્થ નથી તથાપિ તેઓ પોતે પોતાનું એવું અલૌકિક અગાધ સામર્થ્ય કદી ,પણ ઇશ સત્તાના સંકેત શિવાય પ્રકટ કરવા ઇચ્છા કરતા નથી અને સામર્થ્ય સર્વ પ્રકારે અધિન હોવાથી અન્ય અજ્ઞાનીને કદી પણ દૃષ્ટિગોચર થતું નથી.

એવાઓ ભીક્ષા માગે છે ખરા તથાપિ પરમૈશ્વર્યસંપન્ન જ હોય છે, એ વાત જગતહિતાર્થે કદી કદી ઈશસંકેત વશવર્તી ભક્તજનોનાં હીતાર્થે દુષ્ટના દમનાર્થે પ્રકટ કરી અનુભવગોચર કરે છે, પરંતુ એથી એવા શ્રદ્ધાત્માઓ સદા સર્વદા એવા ઐશ્વર્યમાં લોલુપ ન હોવાથી પોતાનાં આનંદ સામ્રાજ્યમાં જ સદા સર્વદા નિમગ્ન રહે છે અને ક્ષુદ્ર જીવના અપરાધપ્રત્યે કેવળ ક્ષમા બુદ્ધિ અને ઉપેક્ષા બુદ્ધિ જ ધારે છે.

પ્રિય આત્મન્

શ્રી સદ્દગુરૂનું કૃત્ય મંત્ર પ્રબોધવાનું છે. અને મંત્ર એટલે વર્ણાત્મક શરીરમાં રહેલું ચૈતન્યતત્વ–એ ચૈતન્યતત્વ સાધકનાં જ અંતઃકરણમાં વિરાજીત હોય છે જ, પરંતુ તેને કંઠ ચામિકર ન્યાયથી સાધક વિસરી ગયો છે તેથી જ સ્વકીય સંપૂર્ણ સામર્થ્યથીયુક્ત છતાં સ્વયં અસમર્થ દીન, હીતાર્થે એ સામર્થ્યની પ્રાપ્તિ માટે જ એવા સમર્થ પુરુષની સાહાય ચાહે છે. અખંડૈકરસ વૃત્તિને સેવનાર સંકલ્પ માત્રને સર્વાધિષ્ટાતા શક્તિ પ્રેરીત માત્ર તે પ્રત્યેની રાગદ્વેષ વૃત્તિથી વિહીન મહાત્માઓમાં એ સામર્થ્ય અદભૂત અને અલૌકિક રીતે સંચાઈ રહે છે. તેથી કેવળ ચરણશરણ પરાયણ એ ભક્તજનના પર જો કદી ઇશસત્તાના સંકલ્પ વડે દયાની પ્રેરણા થાય છે તો કેવળ દૃષ્ટિપાતથી જ એ શિષ્યમાં રહેલું સુપ્તાવસ્થામાં પડેલું એ અલૌકિક સામર્થ્ય જાગ્રત થઈ ક્ષણમાં શિષ્યને પોતાની અલૌકિક સત્તાની પ્રતિતી કરાવી સ્વાનંદ નિમગ્ન કરી મૂકે છે જ અને એથી જ બ્રહ્મવાદિની અને યોગિની શ્રીમતી પ્રાતઃસ્મરણીયા ભગવતી મદાલશાએ પોતાના પુત્ર અલર્કના પરમહીતાર્થે ઉપદેશ આપ્યો હતો કે–

सतां संगोहि भेषजम्

અને એજ પ્રમાણે અલર્કે જયારે શ્રી સદ્દગુરુ દત્તાત્રેય ભગવાનનું ચરણ શરણ લીધું કે તે સમયે જ તેમની કૃપાદષ્ટિથી સર્વ દુઃખ દૂર ગયું અને સ્વસ્વરૂપનો અનવધી આનંદ સાક્ષાત થયો, એ આનંદ સ્થિર રહે એજ અર્થે જપાદિક એટલે જપ ધ્યાન ભાવના નિઃસંકલ્પ સ્થિતિ પરમાનંદમય સ્થિતિ વગેરે ઉપાયો શાસ્ત્રો મહાપુરુષોનાં આખ્યાનદ્વારા પ્રબોધે છે. એ મહાપુરુષમાં સ્વાભાવથી જ અન્ય દુખી પ્રત્યે કરુણા, પાપી પ્રત્યે દયા, પામર પ્રત્યે પ્રેમ વહે છે. એઓને મન તો સર્વનું

હિત સાધવાનું જ રહે છે. તેથી તેઓ કોઇને પણ અનધિકારી ગણતાજ નથી. પરંતુ શ્રીઇષ્ટસંકેતથી તેઓને એ અધિકાર પ્રાપ્ત થયો છે કે નહીં તેટલુંજ જોવાનું રહે છે. એઓના સંકલ્પો શ્રીઇષ્ટ તાદાત્મ્યને સર્વદા સર્વત્ર અનુભવતા હોવાથી ઇષ્ટસંકેતાભિન્ન હોતા જ નથી અને તેથી જે ભૂમિમાં તેમનો જેટલો અધિકાર હોય છે, તે પ્રમાણે જ પ્રબોધે છે. એથીજ ખરેખરૂ ચિરકાલીન શાશ્વત સાચુ સુખ તેઓ પામી શકે છે અને એથી જ જેનો પ્રાપ્ત કાલીન અધિકાર કર્મ કે ઉપાસના પૂરતો હોય છે. તેને તેઓ તેજ પ્રમાણે બોધ આપે છે. અને જેનો અધિકાર જ્ઞાનમાર્ગનો હોય છે. તેને તેજ પ્રમાણે બોધ આપે છે અને એથીજ શિષ્યોનું પરમ મંગળ સધાય છે.

સ્વરૂપ મહિમાને સર્વત્ર નિહાળતા આનંદમાં મગ્ન હશો.

વ્યાપક સચ્ચિદાનંદનું સ્ફુરણ પિંડમાં શી રીતે કરવું. અને બ્રહ્માંડ ચૈતન્ય સાથે તેનો અભેદ ભાવ કેવી રીતે અનુભવવો તે બાબત જેટલું આગમ અને ઉપાસનાકાંડમાં છે તેટલું નિગમ અને જ્ઞાનકાંડમાં નથી.

---

## નવરાત્રીમાં ચિતિશક્તિ પ્રસરણ.

ત્યાર પછી શારદ નવરાત્રી બેસસે તે દિવસોમાં ચિતિશક્તિનું પ્રસરણ કરી સંભવભાવને પ્રકટાવવાનો વિધિ છે.

પિતૃઓનો મહાલય થયા પછી અર્થાત માનુષ્ય યોનિમાં જન્મેલા જીવોની દેહવાસનાનો પિતૃદેવમાં લય કર્યા પછી વિદ્યામય દેહનું પુનઃ સર્જન કરવાનું હોય છે. આ વિદ્યામય-દેહ (અથવા નવરાત્રીમાં ઘટ સ્થાપનરૂપ પ્રતિક મૂકાય છે તે) નવરંધ્રવાળો અર્થાત સાત મૂર્ધાનાં

અને બે નીચેનાં મળી નવ છીદ્રવાળો દેહ, મંત્ર ચૈતન્યથી નવો ઘડવાનો હોય છે. તે ઘટમાં ચિતિશક્તિરૂપ દીપ સ્થાપી જીવનું જીવત્વ પલટાવી શિવપદનો અનુભવ કરી આત્મવિજય અથવા સામ્રાજ્ય દસરાના દીવસે સિદ્ધ કરવાનું હોય છે. આ દેવયાન છે અને તે પિતૃયાન પછી આવે છે. પિતૃયાનને ધુમમાર્ગ કહે છે કેમકે તેમાં વિલય છે. દેવયાનને અર્ચિ માર્ગ કહે છે કેમકે તેમાં દિવ્યસર્જન છે. બંને માર્ગ અમુક માર્ગ સુધી જોડાયેલા હોય છે અને તે બ્રહ્માંડમાં વિષુવૃત્તથી છુટા પડે છે. અને પિંડાંડમાં મેરૂ ઉપર વિશુદ્ધ, ચક્રદ્વારથી છુટા પડે છે. વાસ્તવ પૂર્ણ ષોડશકલાનો ચંદ્ર સહસ્ત્ર દલમાં અર્થાત દેવયાનના શિખર ઉપર છે.

અને તેનું પરાવર્તન માત્ર વિશુદ્ધ ચક્રના ષોડશદલમાં થાય છે. અને તેથી તે અરુણાચળ જેવો પ્રદેશ છે.

પૂર્ણીમાના દીવસે સાયંસંધ્યાસમયે ચંદ્રોદય નિહાળતાં જણાશે કે—

## શિવશક્તિ રહસ્ય

પરાવર્તન પામતું ક્ષિતિજની નીચે રહેલું ચંદ્રબિંબ રક્ત—જણાય છે અને ક્ષિતિજ ઉપર આવ્યા પછી અર્થાત અરૂણાચળ વટાવ્યા પછી ચંદ્ર પોતાના શુદ્ધ ધવલરૂપે ઝળકે છે. આજ નિયમથી વિશુદ્ધચક્રના ષોડશદળમાં ચંદ્રના પરાવર્તનજન્ય-પ્રકાશને અનુભવ્યા પછી ક્ષિતિજરૂપે રહેલા ગુહાદ્વારને વટાવી કંઠ દેશના છેવટના મણિ ઉપર થઇ અર્થાત અરૂણાચળ ઓળંગી સાચા સોમ (ઉમા સહિત ઇશ્વરનું સાંકેતિક નામ **સોમ** છે) બિંબને અર્થાત શિવ×શક્તિના નવ ચક્રયોગને અને તજજન્ય શોભાને અનુભવી શકીએ છીએ.

આ યોગજન્ય રસને અમૃત કહે છે અને તે યોગિઓના સૌષુમ્ણ માર્ગમાં ઉત્થાન સમયે પરમ શીતળતા પ્રકટાવે છે.

જેમનામાં આવો તત્વનો અર્થાત બિંદુ ત્રિકોણનો શિવશક્તિનો યોગ નથી. તેમનામાં વિકૃતિ જન્ય વિષ ઝરે છે. અને તે ઇડા પિંગળા દ્વારા શરીરમાં પ્રસરી જરા મરણાદિ પ્રકટાવે છે કેટલાક બિંદુને પ્રાધાન્ય આપી ત્રિકોણની અવગણના કરે છે. કેટલાક ત્રિકોણને પ્રાધાન્ય આપી બિંદુની અવગણના કરે છે પરંતુ તે બંને માર્ગમાં યોગ નથી પણ વિસર્ગ માત્ર હે. અને બિંદુ વિનાનો વિસર્ગ બળની હાનિ કરે છે.

માતૃકાના હૃદયમાં પણ ચૈતન્યના બળનો સંગ્રહ સ્વરની પંદર કલામાં કરવાનો હોય છે. અને ત્યાર પછી ચૈતન્યનો વ્યંજનમાં વિસર્ગ હોય છે અને આ કળાને ષોડશી કળા કહે છે.

બિંદુવિસર્ગ માતૃકાના સ્વર માલામાં તે શિવશક્તિ યોગ અને શિવ શક્તિ પ્રસરણનાં પ્રતિક છે.

બિંદુમાં ત્રિપુરજય છે અને કામજય છે. વિસર્ગમાં તે જય પછી પુનઃ પવિત્ર કામનો ઉદ્દ્ભવ છે. શિવશક્તિની ગાથામાં પણ આજ રહસ્ય ગુંથ્યું છે. અને શિવને સ્થાણું (અર્થાત ઠુંઠું) સુકું કરી તેની સાથે શક્તિની અમરવેલી વળગાડી છે અને આ યોગને રહસ્ય માર્ગમાં લતા સાધન કહે છે અને તે ન જાણનારાઓ ધર્મનો ઉપહાસ વામમાર્ગમાં કરે છે.

દક્ષે—ડાહ્યા છતાં-શિવશક્તિના અપૂર્વ લતાસાધનને જાણ્યું નહિ અને સતી–નામની અમરવેલી સ્થાણુંથી છુટી પાડવા ગયો, વેલી સુકાઇ ભસ્મીભૂત થઈ નવા જન્મને મેળવી પુનઃ સ્થાણું શરણ થઈ યોગ સાધ્યો.

આ વિશ્વમાં દક્ષ જેવાજ પ્રજાપતિઓ સંસારના ભોગ યજ્ઞ–વૈભવવડે કરે છે, બળગ્રાહી બિંદુરૂપ શિવની અવગણના કરે છે, શક્તિનો વિસર્ગવડે હાસ કરે છે, શક્તિને ગમે તે દ્વારા અધ્યાત્મ-યોગ શિવ સાથે વિજળીની પેઠે કરી લે છે પણ જેણે ખોય તે તો દક્ષની પેઠે મરે છે અને સંસાર યજ્ઞનો ભંગ થાય છે.

નવરાત્રીનો આ વિશુદ્ધ ઘટસ્થ બિંદુ ત્રિકોણ યોગ–જે જાણે છે. ને શારદપૂર્ણીમાના અમૃતભાવને મેળવે છે. જે નથી જાણતા તે દક્ષ જેવા પ્રકટ યજ્ઞ કરી વિષભાવને મેળવી મરે છે.

આપ કે જેમને આ દિવ્ય અધ્યાત્મબિંદુ ત્રિકોણ યોગ સ્વતઃ સિદ્ધ છે તેમને આ વિચારોમાં નૂતન કાંઇ જ નથી પણ મહાલય પછી શારદ નવરાત્રીના ચિતિમય નવજનનને ન સમજનારા શાક્ત આગમને નિંદે તો તેના અજ્ઞાનનોજ ઉપહાસ કરી મૌન સેવવા સારૂ જ આ વિચારો ગુંથ્યા છે નિજાનંદમાં રહી બ્રહ્મવિવર્તને બિંદુ વિસર્ગ જોયા કરવાનો છે.

---

## ત્રિપુરાનું રહસ્ય.

આત્મ સ્વરૂપ પ્રતિબિંબ સુહૃત્તમ શ્રી, આજરોજ શારદ નવરાત્રીના ઘટ સ્થાપનના પૂણ્ય દિવસે આપનું પૂણ્ય પત્ર મળતાં અતિવ આનંદ થયો

× × પ્રકૃતિ × × બગડી તેના સમાચાર મળ્યા હતા ત્યાર પછી વૃત્તિના અંતર બહાર સ્વરૂપને નિહાળતો હતો. તેવામાં સુષુમ્નાના સમાચાર મળ્યા અને મનને અંતરમુખ થવાનો આપના પૂણ્ય પત્રથી વેગ મળ્યો. તે વેગના પરિણામમાં લક્ષ્મીજીએ મહાદેવજીની

ઉપાસના બિલ્વવૃક્ષ નીચે કરી શ્રીત્વ પ્રાપ્ત કર્યાની ગાથા સ્મરણમાં આવી.

આપના પત્રથી જણાય છે કે બિલ્વવૃક્ષ નીચે આપ પણ પીઠ રચી સંયમને આ નવ દીવસોમાં સેવવા ધારો છો. તો આ સંયમમા કંઇક ત્રિપુરાનું રહસ્ય આપણને વિશેષ સમજાય તેવા હેતુથી જે કંઇ મારી પશ્યંતિમાં સ્ફુરે છે. તે આ પત્રમાં લખું છું.

આ વિષય—સમજવા અર્થે ભાવના કરશો કે એક બિલ્વવૃક્ષ નિચે સર્વાંગ સુંદર સૌભાગ્યવતી લક્ષ્મીજી બેઠાં છે. તેમના સન્મુખ એક નીલલોહિત મહાદેવજીનું રમ્ય બાણ છે. તેના ઉપર ત્રિદલવાળુ બિલ્વપત્ર છે. તે ઉપર જ બિલ્વદલની મધ્યગ્રંથી અને શિવના બાણના મધ્યબિંદુ ઉપર પડતી અખંડ અમૃતની વસુધારા અભિષેકરૂપે પડે છે.

લક્ષ્મીજી આ સન્મુખ પૂજનીય પદાર્થપ્રતિ ત્રાટક સાધી બેઠાંછે. તેના ધ્યાનબળવડે લક્ષ્મીજીને નિચે પ્રમાણે ત્રિપુરાનું રહસ્ય સ્ફુરે છે.



ઉપાસકની મતિમાં સબિજ સન્નાદત્રિખંડ માતૃકા મંત્રનું સ્ફુરતું પ્રતીક ઉપરના ચિત્રમાં આપ્યું છે. તેના અંશોના ભાવ નિચે પ્રમાણે છે.



= શિવલિંગ. મૂર્ધ=તુરીય-પ્રણવ અલિંગ તત્વ.


સપીઠ લિંગ.


ત્રિરેખા×ત્રિકોણ સંપૂર્ણ માતૃકા યંત્ર શક્તિ તત્વ.


સદાશિવ તત્વ.

अ થી अः=૧૬ ત્રિરેખા સ્થિત ૪૮ માતૃકાઓ

क થી त=૧૬

थ થી स=૧૬ ત્રિકોણ સ્થિત ૩ માતૃકાઓ.

ह ळ क्ष ૩

———

૫૧

સ્વરની સોળ માતૃકાઓ अग्नि ખંડરૂપ છે.

બીજી સોળ सूर्य ખંડ રૂપ છે.

ત્રીજી સોળ सोम ખંડરૂપ છે.

અને ह ळ क्ष ખંડ રૂપ છે.

એ પણ તેને ખંડને સ્પંદ આપનાર છે.

આ સ્પંદ મધ્યસ્થ પ્રણવના નાદમાંથી ઉદ્દભવી પુનઃ નાદ બ્રહ્મમાં શિવલિંગ મૂર્ધમાં શમે છે. અને તેનાં આંદલનો તે કેન્દ્ર ઉપર પડતી વસુધારામાં અમૃતશ્રાવમાં ગુંથાઇ રમણીય ઇન્દ્રધનુષ રૂપે ઉપાસકના ચિતિચક્રમાં નાડીવ્યુહમાં પ્રસરે છે. શબ્દબ્રહ્મ–શિવ-શક્તિરૂપે પ્રસરેલા નીચે પ્રમાણે અનુભવાય છે.

अं ओं=શિવ ईं ईं શક્તિ

उँ उँ = શિવ ॠँ ॠँ लृँ लॄँ षंढ

અર્ધ નારિશ્વર બીજ

एँ ऐँ=શક્તિ લાસ્ય

ओँ औँ =શિવ=શિવતાંડવ

अं=શિવ શક્તિ યોગ બિંદુ.

अः વિસર્ગ અથવા વિસૃષ્ટિ

ત્યાર પછીના વ્યંજન માલાનો વિસ્તાર સ્વરયોગ વિના અ-પંગ ગણાય છે. સ્વરના યોગ વડે વ્યંજન સવીર્ય થાય છે.

આ પ્રમાણે સોળ સોળ માતૃકાઓ ત્રણ ખંડમાં શિવતત્વ સાથે નર્તન કરે છે. અને કેન્દ્રમાં આવેલા બિલ્વદલની ગ્રંથી અને શિવલિંગના બ્રહ્મરંધ્ર ઉપર નિવાસ કરી રહેલા પ્રણવને નમતી નમતી ઘૂમે છે.

---

## પ્રણવના ચતુષ્પાદ મંત્રો.

આ ઉપાસના પ્રકર્ષવડે પ્રણવના ચતુષ્પાદ નીચેના સંપુટ મં-ત્રોમાં પ્રકાશ પામે છે.

(૧) ૐ अहम् ૐ=હું સર્વ જગત્માં વ્યાપક છું માતૃકાનો આદિ अ અને અંત ह મળી મારો બીજ મંત્ર अहम् થાય છે. આ મંત્ર આત્મસ્વારાજ્યનો પ્રકાશક છે. અને તુર્યપદે રહેલો છે.

(૨) ૐ ऐं ૐ=હું સર્વવાગ્ ભવરૂપ છું વાણી મારા લાસ્યરૂપે છે મારામાં શિવશક્તિનો યોગ હોવાથી

( अ+आ+इ ई=ए+ऐ ऐ

૧ ૨ ૩૪ ૫ ૬

ષટચક્રમાં પ્રવર્તતી વાક્શક્તિરૂપ હું છું

(૩) ૐ क्लीं ૐ=હું સર્વ કામ પ્રવર્તક કામરાજ અને કામેશ્વરી રૂપ હું છું

કામકુટનું બીજુ બિલ્વપત્રનું ફલ મારૂં પ્રતિક છે. મારાથી ક વર્ગનો અર્થાત कामनो ઉદય છે.

મારામાં તેજ કામનો લય છે. તેથી ल યુક્ત હું છું. પરંતુ એકલો કામ હું નથી. એટલે હું એકલો क नथी. તેમ એકલો લયરૂપ પણ નથી. અર્થાત ल નથી પરંતુ શક્તિ બીજ ईं સાથે એ કામનો ઉદ્ભવ અને કામનો લય કરવા સમર્થ હું છું તેથી મને क्लीं કહે છે.

(૪) ૐ ક્ષ્રૌં ૐ=વાગભવ કૂટમાંથી ઉન્નતભાવને પામેલા કામ કુટનો જય કરનારો હું સમગ્રશક્તિ કુટરૂપ છું પહેલા એ કૂટમાં મારો જે પ્રભાવ હતો. તેના કરતાં આ ભૈરવ ભૈરવી ચક્રમાં મારો પ્રભાવ અદ્‌ભૂત છે.

ત્રીજાખંડમાં હું તાંડવ કરી રહ્યો છું તે તાંડવના પરિણામમાં હું સબવત્ પડુ છું મારા ઉપર શક્તિ कालीका રૂપે નર્તન કરે છે.

આ પ્રમાણે મૂળાધાર પીઠમાં વાગબીજ, ઉડીયાન પીઠમાં કામબીજ, જાલંધર પીઠમા શક્તિ બીજ, અને પૂર્ણગીરી પીઠમાં (સહસ્ત્ર દલમાં) હંસબીજ, સ્ફુર્યા પછી ભગવતીનું લયાંગ ચિંતન્ન કરી ષોડશીવિદ્યાને લક્ષ્મીજીએ પ્રાપ્ત કરી હતી. તે ષોડશીવિદ્યાને શ્રી વિદ્યા કહે છે, કારણ કે પંચદશનિત્યા (પંદર માતૃકાઓ અને પંદર તિથિઓ) તે ષોડશીકળા ખરી રીતે पूर्णकला કહેવાય છે. આ પૂર્ણકલાના પ્રભાવથી બાહ્ય ચંદ્ર પુનઃ પુનઃ કૃષ્ણપક્ષમાંથી ક્ષય પામી સુકલપક્ષમાં પૂર્ણબળવાળો થાય છે. અને એજ ન્યાયે પિંડમાં પણ તે કળાના અસ્તિત્વ સુધી શક્તિ ક્ષય અને શક્તિ સંગ્રહ વડે જીવનબળ ચાલે છે. આ ષોડશીનાં કીરણો સતાયુ પુરૂષમાં ૭૨૦ અહોરાત્ર ૧૦૦=૭૨૦૦૦ નાડીમાં પ્રસરે છે. ઘણા જીવોની તેટલી નાડીઓ વિકસિત હોતીજ નથી તેથી જેટલી વિકસિત હોય તેટલા સુધી ષોડશીકલા બળ આપી આયુષ્ય ટકાવે છે, પુનઃ પીંડસ્થ ષોડશી બ્રહ્માંડની ષોડશીમાં લય પામે છે.

અવિદ્યાનો ગુપ્ત મંત્ર "सकल ह्रीं" કહેવાય છે. અને તેમાંથી નીચેનાં બીજો પ્રકટ થાય છે.

## ગુપ્ત મંત્ર રહસ્ય.

श्रीँ=स+र+ईँ ( પહેલો ઉપાંત્ય તથા છેલો )

क्लीँ = क्+ल + ईँ ( બીજો ત્રીજો છેલો )

ह्रीँ = ह + र + ईँ ( ચોથો પાંચમો છેલો )

" ॐ श्रीँ क्लीँ ह्रीँ ॐ ह्रीँ क्लीँ श्रीँ ॐ "

આ સંપુટીત ષોડષની બીજ મંત્ર શિવ પ્રણવ ( ॐ ) અને ઉમાપ્રણુવ ( ह्रीँ ) થી યુક્ત સ્ફુર્યાં.

લક્ષ્મીજીને श्रीत्व પ્રાપ્ત થયું છે આ ત્રણ બીજમાં ગુંથાયેલાં ત્રણ ત્રણ અવયવો નવધા નવરાત્રીમાં જેની દિવ્ય મતિમાં સ્ફુરે તેમને આ રાત્રીઓ ખરેખર नव અથવા સંખ્યામાં નવ નથી પણ નૂતન ભાવ આપી શકે તેમ છે. તે વિના આપણે घटमां માતાજીને બેસાડી જવારા વાવી છેવટે માતાજીને વળાવી પાછા મૃત્યુને વશ થઇ જુના ઘટમાં આવી વસીએ છીએ ! !

અમરવેલીરૂપ ભગવતી ત્રીપુરા બિલ્વદલના પ્રતિકમાં ગુંથાઇ સદાશિવલિંગ ઉપર બેસી જે સોમ ધારા श्री વિદ્યાવડે વરસાવે છે તે ધારા જાણનાર વાસ્તવ અમરભાવને પામી વિહરે છે.

જેવું મતિમાં સ્ફુર્યું છે તેવું વૈખરીમાં લખ્યું છે. વૈખરી તેના સ્વભાવ પ્રમાણે ખરતી ચાલે છે. તેથી માત્ર કણો જ છુટા પડે છે આપ પશ્યંતિવડે મારી પશ્યંતિનો યોગ કરી વિનોદ પામશો.

× × પ્રકૃતિ હવે ઠીક છે.

નિર્બલ શરીર અને વિકૃતિને વશ થવાથી તેને હવે ઘણો પશ્ચાત્તાપ થાય છે.

સંસારનાં દુઃખો પ્રાણીઓનાં ચિત્તશોધક છે. મૃતિતકષાય થયા વિના કોણ અધિકારિ થયું છે ? પરમાત્મા એક જન્મમાં અથવા અધિક જન્મમાં તેના કષાયોને પકવી સન્માર્ગગામી કરે એજ અંતર સુભાશા છે.

આપણી એકલી શુભાશા કામમાં આવતી નથી. પરંતુ उत्साहः शिवः એ શિવ સૂત્ર પ્રમાણે સોત્સાહ અંતઃકરણ સર્વ પાપથી મુક્ત થઇ શકે છે.

પરમાત્મા પશુ પાસ વિમોચક છે અને જેઓ તેને શરણ થાય છે. તેના માયા મલ અને કર્મરૂપ ત્રણ પાશ ભગવતીના 'અનુગ્રહથી કપાય છે અને તે ભગવતી પોતાના સ્વામીની અષ્ટ મૂર્તિઓને અષ્ટ ભુજામાં રાખી અસુરરુપ પાપ્મા અથવા મહિષને મારે છે. મહિષ મરી દિવ્યભાવ પામે છે કારણ કે પાપ વસ્તુ ગત ધર્મ નથી પરંતુ મેઘથી જેમાં સૂર્ય ઢંકાઈ રહે તેમ અવિદ્યા કામકર્મના પ્રસાદરૂપ મેઘવડે નિર્મળ નિરંજન આત્મ રવિ ઢંકાય છે અને તે સાવરણ, પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, ચંદ્ર, સૂર્ય અને કર્ત્તારૂપ યજમાન એ અષ્ટમૂર્તિમાં પેસી અમૂર્ત શિવને મૂર્ત બનાવે છે.

અલિંગ શિવને સપીઠ લિંગરૂપે કરે છે. પીઠ ગત શક્તિ અષ્ટ-ભુજા વાળી થઇ તેને મૂર્તિગત સાવરણનો ભેદ કરી અસુરને સુરપદે પ્રાપ્ત કરાવે છે.

અસુરમાં માયા મલ કર્મરૂપ અવયવો યજ્ઞમાં અષ્ટમીએ હોમાય છે. પશુપાશ વિમોક્ષ થાય છે અને દુર્ગા ભગવતી પશુને પશુપતિ શરણ કરી શમે છે પશુ અષ્ટમી યજ્ઞમાં વિશુદ્ધ બની નવમીએ વીર અધિકારી બને છે અને દશમીએ ( દશરાએ ) દિવ્યપદ ધારણ કરે છે.

શાક્ત અને શૈવાગમમાં લખે છે કેઃ—

પશુ વીર અને દિવ્ય એવા ત્રણ અધિકાર ત્રણ દિક્ષાથી પ્રાપ્ત

થાય છે. અને તેને અધિકાર સિદ્ધિ અર્થે નવરાત્રી અને દશેરાની છેલી ત્રણ રાત્રીઓ નિર્માણ થયેલી છે.

આગમ શાસ્ત્રમાં ચારના સમન્વયની ખાસ અગત્ય છે.

સાધન કરનારના મનમાં એક લક્ષ્ય સિદ્ધાંત અથવા જ્ઞાન પ્રણાલિકા જોઇએ તે પ્રણાલિકાને અનુસાર યોગ જોઇએ. યોગને અનુસાર બાહ્યક્રિયા જોઇએ અને ક્રિયાને પોષણ આપે તેવી ચર્યા જોઇએ.

ઘણા માંત્રીકો તાંત્રીકોમાં જ્ઞાન, યોગ, ક્રિયા અને ચર્યાનો સમન્વય હોતો નથી. તેથી જીવનનું સામ્ય અને બળ અનુભવાતું નથી. આગમશાસ્ત્રમાં આ ચારને પલંગના પાયા કહે છે. તે વિના આગમ રહસ્ય પલંગ ઉપર રમ્યભાવે સુઇ શકતું નથી.

મેં ઘણા નિરંજન જ્ઞાન સિદ્ધાંતવાળા કાંતો હઠયોગને સાધનારા રાજયોગના હિમાયતીઓ, દ્વૈત સિદ્ધાંતનો આશ્રય લેનારા, જ્ઞાન અને યોગવાળા કેટલાક, હોય છે તો ક્રિયા શૂન્ય અથવા ધર્મક્રિયાને તિલાંજલી આપનારા અને આચારમાં કૌલ અથવા વામી જોયા છે.

૨૫ શ્રી હરિ ગુરુ પરમાત્મા આપણા ઉચ્ચ અધ્યાત્મક આદર્શો સિદ્ધ કરવા કૃપા કરે એ તેમનાપ્રતિ નવીન વર્ષ નિમિત્ત નમ્ર પણે પ્રાર્થના છે.

---

૨૬ શ્રી ઇષ્ટમંત્ર તવ રમ્ય સુખે રટાજો,
પ્રત્યક્ચિતિ હૃદય મંદિરને સુહાવો;
મૂર્દ્ધાવિષે પ્રણુવ પ્રેરક રમ્ય જાગો,
આ વર્ષ નૂતન વર્ષે અભિલાષ મારો. ૧

જેવી કલા નવ નવાં ભૂવનો રચે છે,
તત્વો તણાં ગહન મર્મ જણાવી દે છે;
તે શબ્દ શક્તિ સઘળી સ્ફુટ ભાવ પામી,
વર્ણે પદે તવ સખે રમજો રૂપાળી, ૨

ને વાક્યમાં રસિક વ્યંગ્યથી લાસ્ય સેવી
વાક સિદ્ધિ થા પ્રભુની મહતી કૃપાથી
શક્તિતણા પતિતણું નવનૃત્ય ભાળી,
રાજો સખે ! સમરસે નવ વર્ષ માંહી. ૩



તમારા પુણ્ય સંકલ્પોથી સર્વ પ્રકારે વિહિત પ્રવૃત્તિઓજ થતી રહે છે. અને સર્વ પ્રકારનું શ્રેયસ તથા પ્રેયસ એ સંકલ્પોની પાછળ ચાલતુ રહે છે તેથી આ નવીન વર્ષમાં એ પુણ્યસંકલ્પો આ વ્યક્તિના હિતના પ્રેરવા કૃપા કરતા રહેશો.

તમે પોતે કૃતકૃત્ય થઇ જીવન્મુક્તિના આનંદનો હસ્તાકમલવત અનુભવ કરતા રહો છો તેથી તમારે પોતાને માટે કર્ત્તવ્ય અવશિષ્ટ રહ્યું નથી તેથી તમારા વડે જેમ ગત વર્ષોમાં મંડળનું વિવિધ પ્રકારે હિત થતું આવ્યું છે. તેમ આ નવીન વર્ષમાં અધિક વેગથી એ થતુ રહે અને તમારા જીવન્મુક્તિના આનંદમાં અભિવૃદ્ધિ થતી રહે એજ શ્રીઇષ્ટપ્રતિ યાચના કરવાની મારા જેવાએ તો રહે છે.

શ્રી ઇષ્ટ અનુગ્રહથી સર્વ કુશળ છે.

આપનું પુણ્ય પત્ર મળતાં નયન અને હૃદયને આનંદ થયો.

મેં ગઇ કાલે પ્રાતઃકાળે આપનું મંત્રમય દિવ્ય સ્વરૂપ ચિંતવ્યું હતું. જેને જે ઇષ્ટમંત્ર દિક્ષામાં મળ્યો હોય તે મંત્રાનુસાર તનું

ઘડાય છે અને તે તનુ રહસ્ય ઉપાસનાના પરિણામે મંત્ર દેવતાના પ્રકાશનું દ્વાર બને છે.

મને એ ત્રણ દિવ્ય તનુઓ શ્રી ઇષ્ટ સંકેતને અધિકારી અંતઃકરણમાં પ્રકટ કરે તેવાં લાગે છે અને તેમાં આપનું તનું છે.

નવા ઉત્સવના પ્રસંગે આપના મંદિરે વિરામ લેવા ઇચ્છા છે એ ત્રણ દીવસ શાંતિથી નવનવી વાતો કરીશું જગતની હોળી ભલે સળગ્યાં કરે આપણે પરમાત્માના રસમય અમૃતના મેઘની અખંડ વૃષ્ટિમાં આપલાવન કર્યું છે અને અમૃતભાવ વર્તમાન જન્મમાં જ પ્રાપ્ત કરીશું.

શ્રીમાર્કંડેય ઋષિએ વિવિધ બીજો બહુ છુટ આદિથી અંતસુધી ऐँ વાક બીજનો ખાસ કરીને ઉપયોગ કર્યો છે. આખા ચંડીપાઠમાં ऐँ એકંદરે ૫૪૦ વાર આવે છે. ऐँ વર્ણ સંસ્કૃતમાં બહુ ઓછો આવે છે. नमोदेव्यै એ શુક્તમાં ૧૦૫ વાર ऐँ આવે છે नमस्तस्यै એમા ऐँ ની પુનરુક્તિ કરવામાં આવી છે.

દેવી ભાગવતમાં છે કે—સત્ય વાકય નામના મુનિએ ભયાર્ત અવસ્થામાં ऐँ નો પોકાર કર્યો ને સર્વ દૈવીવિદ્યા પ્રાપ્ત કરી.

यः વાયુ બીજ र અગ્નિ બીજ व અમૃતબીજની દૃષ્ટિથી અધ્યાય ૪ અવલોકન કરવા યોગ્ય છે गणेशाथर्वशीर्षः માં તો य र ल व ની અવધી આવી જાય છે. એ બહુ ચમત્કારી છે બીજ વિદ્યાનો અભ્યાસ બહુ ઉપકારક છે.

આપની શુભેચ્છાઓ ઉચ્ચ આદર્શ રાખવામાં બહુ ઉપયોગી હોવાથી ઉપકારક છે. પરમાર્થ સન્મિત્રનું પુણ્ય કાર્ય કરનાર આપનો

ઉપકાર એ બાબતમાં મારે ખાસ માનવાનો છે એ બદલો હું શી રીતે વાળી શકીશ.

**श्री दुर्गोपासना कल्पद्रुम** નામનું પુસ્તક સાથે લાવીશ. બાબી પુરુષાર્થની છે. નિયમ પાલનપૂર્વક યોગ્ય પુરૂષાર્થ કરવામાં આવે તો શ્રી ઇષ્ટદેવનું હૃદય પરમાર્દ્ર થયા વિના રહે જ નહીં અને આપણા ઉપર કરુણાવૃષ્ટિ થવી જ જોઇએ.

૩૦ તમારા વિશુદ્ધઅંતઃકરણના સિદ્ધસંકલ્પોરૂપ આશિશને વર્ષાવતો વર્ષારંભે પત્ર મળ્યો. થોડા દીવસ પણ આપ આ તરફ પધારો તો મારે તીર્થયાત્રા જેવું ફળ થાય.

વ્યવહાર પરમાર્થની સારી ચર્ચા થઈ પછી બ્રહ્માનંદ ઉભરાશે.

૩૧ સંસારના કર્દમને ઉલંઘી તમારી વૃત્તિ નિર્ભય અને પ્રશાંત રમણ કરી રહી છે અને તેથીજ **ज्ञस्य आनंदमय जगत**

એ ન્યાયે સર્વત્ર નિર્ભયતા અંત સુખ અને શાંતિનો અનુભવ થતો રહે છે હવે તમારે જે કાંઇ કર્તવ્ય છે તો તે લોક સંગ્રહાર્થે જ કરવાનું છે.

---

## ત્રિષુપર્ણ મંત્ર

પરમાત્માના અનુગ્રહથી આ ક્ષણપર્યંત સર્વ કુશળ છે.

શ્રી ઇષ્ટના દિવ્ય લીલાતનુંના આવિર્ભાવના કૃષ્ણપક્ષમાં પડતી આજની એકાદશી ઉપર ઉત્તમ બ્રાહ્મણધર્મ વડે શું દાન કરવું એવો વિચાર કરતો હતો તેવામાં **ત્રિષુપર્ણ મંત્રનો** મહિમા સ્ફુર્યો. આપણા ધર્મશાસ્ત્રમાં યજુર્વેદનો આ ત્રિષુપર્ણ મંત્ર સર્વ રહસ્ય પ્રાય-

શ્રિતોમાં ઉંચા પદને ભોગવે છે તત્વજ્ઞાનમાં પ્રતિબંધક બ્રહ્મહત્યાદિ મહાપાતકની નિવૃત્તિ કરવામાં આ મંત્ર સમર્થ મનાય છે.

આતે અર્થવાદ કે વસ્તુસ્થિતિ તેનો ઘણા દિવસથી વિચાર થતો હતો વૃત્તિમાં સ્ફુર્યું કે અર્થવાદ નથી, મંત્રનો સાચો મહિમા છે.

બીજુ એ ત્રિસુપર્ણ મંત્ર સંબંધમાં વિશેષ વર્ણન છે.

વેદનો કોઇ પણ મંત્ર જીજ્ઞાસા વિનાના અર્થાત અયાચક જનને દાનમાં આપવો નહિં પણ આ ત્રિસુપર્ણ મંત્ર ન માગે તો પણ કાને નાંખવામાં બાધ નથી ને ઉડતો ગરૂડ જેવો મંત્ર છે. તેની ત્રણ પાંખોમા બળ એવું છે કે તેને જે વળગે તે વિષ્ણુની પેઠે ગગન-વિહારિ થાય.

વિષ્ણુ ગરૂડઉપર બેઠાની પૈરાણીકભાવનાનું રહસ્ય આ મંત્રમાં છે.

બીજુ વસણુ કરેલા બ્રાહ્મણો મહાદેવજીની રુદ્રાભિષેકાદિ પૂજા કર્યાં પછી જલ સિંચેલા ત્રિદલ બિલ્વપત્રને લઇ આવે છે અને યજ-માનને ફળ આપતી વખતે ત્રિદલમાંથી ટપકતાં જળવડે યજમાનનું પ્રોક્ષણ કરી ત્રણ નેત્રે તે જળ લગાડવામાં આવે છે.

આ વિધિનો મર્મ **त्रिषुपर्ण मंत्र**માં છે. યાનુષમંત્ર ત્રણખંડનો અને પ્રત્યેકમાં ત્રણ પંક્તિવાળો મળી નવાંગ છે અને તેને ધારણ કરનાર વાસ્તવ **यज्ञोपवितीं** ગણાય છે.

આવા ઉંડા રહસ્યથી ભરેલો છતાં સર્વના હાથમાં જાય તો વાંધો નહીં.

એવો **त्रिषुपर्ण मंत्र** આજ આપને મારા પોતાના અધ્યાત્મ પ્રસાદ અર્થે દાનમાં આપું છું તે કૃપા કરી દ્વાદશીના પારણાના દિવશે સ્વિકારશો.

હું આપુ ત્રિષુપર્ણમંત્ર તમને, માગ્યા વિના પ્રેમથી;
કાં જે બ્રહ્મ સનાતને જણુવી છે દાને મહત્તા ખરી! (ઋગ્વેદ)
લેવામાં અણમૂલ લાભ મળશે, ચિંત્તામણીના સમો;
જાતે પાવન થઇ સદા, જગમ ીં પાવિત્ર્યને પ્રેરશો. ૧

ब्रह्म मेतु माम् मधु मेतु माम्
ब्रह्म मेव मधुमेतु माम्

પ્રથમ મંત્ર
વિદ્યાના ફળનો મંત્ર–
ઋતંભરાપ્રજ્ઞાનો મંત્ર

પહેલા પર્ણ વિષે રહ્યા રસ ભર્યા મંત્રાર્થને ચિંતવો,
કાં જે અર્થવિહીન વાગ્ વહીને વેદો ન રાજે કદી;
શબ્દોમાં સુરતા લગાવી ધ્વનિને હૃદ્પદ્મમાં લાવજો,
નીચેના અનુવાદથી કંઇ ઊંડા વ્યગાર્થને પામજો. (૨)

વિશ્વોમાં સઘળાં બળોથી ભરીયું જે બ્રહ્મ વેદે કહ્યું,
તે ખાલી નથી શુષ્ક ખોખુ પણ દે, માધુર્ય ભાવે ભર્યું;
તે વરશો મધુરૂપ થઇ મય મને, શાંતિ તણા ઓઘથી,
*વૈરાગ્યાદિ ચતુષ્ટયે ભજવજો, ઐશ્વર્યના ઓઘને (૩)

આ મંત્ર પંખીની ધર્મ અને વૈરાગ્ય પાંખો છે, જ્ઞાન આત્મા છે. ઐશ્વર્ય પૃષ્ટ બળ છે.

વિદ્યા પ્રાપ્તિનો મંત્ર.

ब्रह्म मेध या मधु मेध या ॥

* ધર્મ જ્ઞાન વૈરાગ્ય ઐશ્વર્ય.

મધુ મતિ સિદ્ધિનો મંત્ર.

ब्रह्म मेव मधु मेत्र या

શબ્દ બ્રહ્મ મયી અગમ્ય ઘટના. તત્વાર્થને ઢાંકતી,
બીજા પર્ણ વિષે રહેલી ચમકે વિદ્યુત સમી ભાસતી;
મારી આ ભવ *ભંગુરા, શું જણવે વાણીભવાની તને,
તોએ પ્રેરણા થાય છે. મમ હૃદે નાદાનુંસંધાનથી. (૪)
પૂર્વે જે મધુરૂપ બ્રહ્મ જણ્યું તે બાહ્ય દૃષ્ટિ થકી,
કો કાળે સ્ફુટ નહિ થશે, रस રૂપે તે ધ્યાનમાં રાખજે;
પ્રજ્ઞાના સઘળા પ્રસાદ બળથી તેને સદા પામજે,
તે પ્રજ્ઞા ગુરુ શાસ્ત્ર मधुमति ब्रह्मात्मने સ્ફોરશે (૫)

વિવિ દિષ્ટાનો મંત્ર.

ब्रह्म मेत्र्वा मधु मेत्र्वा

ब्रह्म मेव मधु मेत्र्वा

આ મંત્રવડે મધુ પત્તીકા સિદ્ધિ થાય છે. મધવડે ભરેલું મુખ છે માટે મધુ પતીકા.

ત્રીજા પર્ણ વિશે પ્રસાદ ભરીને પ્રેમે સદા અર્પતી,
દેવી આ શ્રુતિ માતૃભાવથી જગે બાલાન સંતપતી;
જે પ્રજ્ઞા જગ ધાતુન मधुरूपे દર્શાવતી વર્ણવી,
યજ્ઞાદિવડે ઉગી નિકળતી પ્રાતઃ પ્રભાની સમી ૬

विष्णोस्तत्परमंपदम्

આ ઉંચા ગગને રહેલ પદમાં લાવી મુકે વેગથી,
તેથી આ બળવાન મંત્ર જગમાં વિષ્ણું ધનેશો મળ્યો;
ને આ શું ત્રિદળે છવાયુ શિવનું જ્યોતિ પુરાણો ભણે,
આ રીતે त्रिसुपर्ण मंत्र તમને વિદ્યા વિધિ દાખવે. ૭

* પ્રપંચથી વિલાવતી વૈખરી, પ્રપંચથી પર શિવતત્વને.

(ગુરુ) જ્યોતિર્લિંગ બીલીનાં ત્રણ દલથી ઢંકાએલું.
અસ્તુ

આ મંત્રનો પ્રતિગ્રહ કરી દાન કરનારને પવિત્ર કરશો.

શ્રીઇષ્ટના લીલાતનુના આવિર્ભાવના ઉત્સવના સંકેતનું ચિંતન્ન કરતો પ્રાતઃકાળે "આજ આપના પ્રાત અધ્યાત્મદૃષ્ટિ નાંખી બેઠો હતો તેવામાં આપનું ત્રિસુપર્ણ મંત્રનું પ્રતિગ્રહ જણાવનારૂ પત્ર મળતાં દાનની સાર્થકતા જણાઈ. વૃત્તિ પુનઃ અંતરમુખ થઇ અને નીચેની વાગ લહરિઓ સ્ફુરી.

" મેં જોયા શિવના અઘાત રસને, વ્યાપેલ ચિદ વ્યોમમાં.
અભ્રથી છવરાયલા વસુરૂપે, મેરૂ તટે ઝૂકતા,
બિંદુ ભાવ ધરી ગુહાહિત થઈ, ધારારૂપે વર્ષતા,
સર્વે કુંજ ભરી રસાળ વિપિને હૃત્પદ્મવાસી થતા. (૧)
સાદા યોગ થકી સદાશિવ બની મંત્રાર્થરૂપે સ્ફુર્યા
કરણો ચૌદ તથા ચતુર્દશ જગે વ્યાપ્તિ કરી નિરખ્યા;
તેનું વ્યસ્ત સમસ્તરૂપ બનીને લીલાતનું ઉદ્‌ભવ્યું,
કો જાણે પરભાગમાંથી સ્રવતા ચૈતન્યના ઓઘને. ( ૨ )
લોકો પંચ દશે ગણે ગળી જતા સામાર્ધ ધારી પ્રભુ,
કિંતુ ષોડસીયોગથી નવ થતા કૈલાસવાસી વિભુ;
આ દિક્ષા વિરજાત્મિકા દઇ મને આશ્લેષબંધે ધર્યો,
તે શ્રીમન્નૃસિંહ સદ્‌ગુરુ તણી આ વિષ્કૃતિ ઓળખે. ( ૩ )

પ્રથમ શ્લોકમાં ચિદ્‌વ્યોમમાં બાપજીશ્રીનું વ્યાપક રસરૂપે વર્ણન છે. મૂર્દ્ધાકાશમાં સહસ્રદલ પદ્મની નીચી કર્ણિકાના ઘુમટમાં આ રસ વ્યાપી રહ્યો છે. ઉંચા મુખવાળી દ્વાદશાર્ણ કર્ણિકા અંત

રિક્ષ સ્થાને છે. ત્યાં તે રસ-જામે છે અને વાદળાંનું રૂપ ધરે છે અને તેના કણ બંધાય છે.

તે અંતરિક્ષમાં રહેલાં અણુંઓ બિંદુરૂપ ધારણ કરી પ્રાણાયામના વેગના અથડાવાથી મેરૂ દંડ ઉપરની વિશાળ ભૂમિમાં વસુંધારા રૂપે તે અમૃત વર્ષે છે.

તે ધારા ગુહાદ્વારમાંથી મેરૂ વંશમા પડી સઘળા ચક્રોના કુંડો ભરી દે છે. અને ૭૨૦૦૦ નાડી મંડળના જંગલને લીલું હરીઆળું બનાવે છે અને છેવટે તે રસ હૃદસરોવરમાં પદ્મ ઉપર આવી ઠરે છે. આટલું વર્ણન છે.

ત્યાર પછી હૃદપદ્મમા ગૌરી અથવા સાદા અર્થાત્ પ્રસાદ આપનારી શક્તિનો યોગ થતાં તે અમૃતરસ ઘટ્ટ બને છે. અને કેવળ શિવ હવે સદાશિવ નામ ધારણ કરે છે.

આ મંત્રની અધિષ્ટાત્રી દેવતા છે.

આ સદાશિવ તત્વ ઉપર કહેલા પર ભાગમાં એટલે ચિદ ગગનમાંથી પડતો ઘનીભાવ પામતો ચૈતન્ય રસ છે અને તે ચાદ કરણો અને સાત પાતાળ અને સાત ભૂમાદિ લોકમાં પરોવાયેલો છતાં દિવ્ય લીલાતનુના ઘટકાવયવરૂપે પુટ રૂપે જામી માંત્ર વાર્ણિક ઉપાસ્ય તનું જન્મે છે તેનું વ્યસ્ત રૂપ પ્રત્યેક અધિકારી જનના હૃદપદ્મમાં છે. અને સમસ્ત રૂપ અર્થાત સર્વ સાધારણ જોઈ શકે તેવું ભૌતિક તનું બાહ્ય ભૂમિમાં હતું અને હાલ પણ ઉપાસકને અનુભવાય તેમ છે. ચતુર્દસીના યોગમાં તે તનુ પ્રકટ થયું તેનું કારણ ચતુર્દશ ભૂવન અને ચતુર્દશ કરણથી પર પોતે છે અને ઇતરને પર લઇ જવા સમર્થ છે. આ ભાવ બીજા શ્લોકમાં છે.

ત્રીજા શ્લોકમાં લોકો એમ ગણે કે અમા યોગથી બાપજીશ્રીનું તનું બીજાં શરીરો ગમે તેમ કલાયોગમાં ગળી જતું હશે. પણ તત્ત્વજ્ઞો જાણે છે કે જીવોમાં માત્ર પંચદશ કલા સોમની અર્થાત અમૃત ધારી દેવની છે. પરંતુ શ્રી કૃષ્ણમાં ષોડશી નામની દિવ્ય અમૃત કળા છે એ વડે પંચદશ અનિત્ય છતાં નિત્યા ગણાય છે. આ ષોડશી યોગ બાપજીશ્રીના તનનું જ્યારે જોઇએ ત્યારે નવું જ ઉપજાવી શકે છે. અને પંચદશકને આશ્રિત રહેનાર જીવોના જન્મ પેઠે ભૌતિક સામગ્રીની અપેક્ષા રાખતા નથી. આ રહસ્ય વિ . . દીક્ષાવડે સમજાવી. બાપજીશ્રીએ આલિંગન આપ્યું અને પોતાના જન્મના સંકેતનો સ્ફોટ કર્યો. આ વિચારો ગુંથાયા છે, મારો ભાવ વૈખરીમાં આવ્યો લાગતો હોય તો આપના વિનોદાર્થે રહેવા દેશો.

જીવો જે જે પ્રાણી પદાર્થો સાથે લૌકિક સંનિકર્ષવડે અથડાઇ માત્ર જડત્વની પ્રતીતિ કરે છે. તેમાં કવિઓ તથા સહૃદય શાસ્ત્રજ્ઞો અલૌકિક સંનિકર્ષવડે ચેતનના તરંગોને અવલોકી શકે છે.

સ્ત્રીઓ "લહેરીઆં" તે નામના વસ્ત્રને અંગ ઉપર ધારણ કરે છે. પણ "લહરિને" તે ભાતના મર્મને જાણતી નથી. અને માત્ર અંગ આચ્છાદનનું કાર્ય સાધે છે.

તેવી રીતે ઇશ્વરના ચિન્મય તરંગોથી રંગાયલા આ વિશ્વના વસ્ત્રમાં આપણે માત્ર અંગ ઢાંકવાનો લાભ મેળવીએ તો સામાન્ય જીવમાં અને આપણામાં ફેર શો? આપણે તો તે તરંગોના ચિન્મય નર્તનને જોવું છે. આપણામાં દિવ્ય પ્રતિભા ઉદય થવી જોઇએ.

જડ તર્ક બુદ્ધિના ભીતર પ્રદેશમાં તે રહેલી છે. પ્રતિભાત એ એનો રસ છે. બુદ્ધિ કાચલું છે અને મતિ પોચું ટોપરૂ છે.

બુદ્ધિ ભૂતગામી રક્ષણ કરનારી છે. મતિ વર્તમાનગામી પોષણ

આપનારી છે. પ્રતિભા ભવિષ્યગામી, વ્યાપક આત્મ સ્વરૂપ છે તેના વડે કોપરૂ બંધાય છે અને કાચલું કંઈક ચેતનતા વાળું ( નળ જેવું રહે છે. )

त्रिषुपर्णामंत्र માલામંત્ર છે અને તેથી ત્રણનો સાથે જપ કરવાનો છે ત્રિદળ બિલ્વપત્ર ઉપર લખી શિવજીને ચઢાવવામાં ઘણું પુણ્ય શાસ્ત્રમાં માન્યું છે પણ તે પ્રયોગ બાળકોના અર્થે છે તે બાહ્યયજન છે.

૩૪ ब्रह्ममेतु मधुमेतु ઇત્યાદિ त्रिषुपर्णामंत्रमां ब्रह्म+मां—एतु એટલે બ્રહ્મતત્વ મને પ્રાપ્ત થાઓ.

एतु ( इ ) જવું અથવા પ્રાપ્ત થવું એ ધાતુમાંથી નીકળેલું પદ છે मा = મને

मेघया બીજા પર્ણમા અને मेघवा ત્રીજા પર્ણમાં છે, તેમાં પ્રથમ રૂપ मेधा = પ્રજ્ઞાનું ત્રતિયાનુંરૂપ છે એટલે પ્રજ્ઞાવડે-એવો અર્થ થાય છે બીજામાં मेधया=मेधावत=यज्ञवत् નું છાન્દસરૂપ છે અને તે બ્રહ્મ અને મધુનું વિશેષણ બને છે. બ્રહ્મયજ્ઞવડે પ્રાપ્ત થાય છે. યજ્ઞમય છે ઇત્યાદિ શબ્દાર્થ છે. ભાવાર્થ અનુવાદમાં શ્લોકમાં આણ્યો છે.

૩૫ મારા લેખના સંબંધમાં આપના પ્રસંસાત્મક ઉદ્‌ગાર આપના નિર્મળ હૃદયના ઔદાર્ય અને સ્નેહ પક્ષપાતને સૂચવે છે.

૩૬ સાંસર્ગિક મનાતા ઉપદ્રવો કર્મફળપ્રદાતાની સત્તાનુંસાર જ આવે છે. અને નિયમ પ્રમાણે જ પ્રવર્તે છે એ નિઃસંદેહ છે, અગર જો એ નિયમ જીવોને જ્ઞાત નથી પણ નિયમ વિના એ પ્રવૃત્ત થતા નથી જ એ સિદ્ધ છે. તેમ જેનું આયુષ્ય છે તેને કોઇપણ ઉપદ્રવ હાની કરતા નથી અને તે જેને નથી તે ગમે ત્યાં જાય છે તો તે હવાથી મરાતું નથી એ પણ સિદ્ધ જ છે પણ માત્ર આવા પ્રસંગે

તે તે સ્થળ ઉજ્જડ જેવું થઇ જાય છે. તેથી ત્યાં રહેવું અનુકુળ પડતું નથી વળી જીવસ્વભાવ હોવાથી એના વિચારો બીજા તરફથી પણ સ્ફુરાવાય છે તે સાથે લોક રીવાજથી અત્યંત પ્રતિકુળ વર્તન રહે છે તો લોકોને મિથ્યા બોલવાનું રહે છે તેથી ગાડરીયા પ્રવાહની માફક **યદ્યપિશુદ્ધં** એ ન્યાયે કેટલીક પ્રવૃત્તિઓ જેમ કરવી પડે છે તેમ આ એક છે તેથી જ નિરૂપદ્રવવાળું લોકમા મનાતા સ્થાનમાં બને તો રહ્યા.

ભય માત્રને અતિક્રમણ કરી ગઇ. નિર્ભય અને પ્રશાન્ત મદમાં રમણ કરનારી વૃત્તિ તો સદા નિર્ભય જ રહે છે. અને ભયનો કે વિચારનો તેમાં અવકાશ જ નથી તેમ વાસ્તવ કોઇ હાનીનો પણ સંભવ નથી જ. છતાં ઉપરના કારણોથી લોક સંગ્રહાર્થે જ પ્રવૃત્તિ કરવાની રહે છે.

---

તમે કર્મ ઉપાસના અને જ્ઞાનના સંબંધમાં લખ્યું છે એ યથાર્થ છે. જ્ઞાન ઉપાસના વિના તેજ રહેતું નથી. અને તેજ નહી રહે તો ધાર્યું કાર્ય કરતું નથી તેથી ઉપાસનાની ખાસ જરૂર છે જ.

મંત્ર, જપ અને ધ્યાન એ સર્વોત્તમ ઉપાસના છે, બાપજી શ્રી ના સાચા અનુગ્રહની વૃષ્ટિ તમારાપર થતી રહે છે તેથી તમે જ્ઞાન અને ઉપાસનામાં આરૂઢ ભૂમિએ વિરાજો છો અને તેને લીધે જ **ब्रह्ममान्दमयं जगत** એ સૂત્ર પ્રમાણે સર્વત્ર આનંદજ્ઞાનતત્વને અભિન્નરૂપે વિલસી રહેલું સતતપણે અનુભવ કરો છો.

મારે વ્યવહારનો વિક્ષેપ અધિક રહેલો છે તેથી તમારા પુણ્ય-સંકલ્પોથી જ જ્ઞાનને તેજવાળુ રાખવા યત્ન કરાય છે. અગર મને ઉપાસનાનું બળ સંપાદન કરવા અવકાશ ઓછો રહે છે.

## સંક્રાંતિ રહસ્ય.

આવતી કાલ સંક્રાન્તિના આરંભનો દિવસ છે; મનુષ્યજીવનમાં એવા અનેક સંક્રાંતિના કાળ આવે છે. તોપણ તેમાં સૌથી મુખ્ય ગણવા યોગ્ય સંક્રાંતિનો કાળ તે જીવત્વની નિવૃત્તિસહીત ઇશત્વની પ્રાપ્તિનો છે. એ કાળ પ્રાપ્ત થતાં અર્થાત્ એ અનુભવ પછી વિદ્વાનો મૃત્યુનો સ્વીકાર કરતાં પણ કરતા નથી અને ત્યાં પર્યંત મૃત્યુને સ્થંભવવાની ઇચ્છા રાખ્યા કરે છે.

આ જીવોએ પણ ખરુ જોતાં આજ પ્રકારની ઇચ્છા સેવ્ય છે જીવત્વ અને જીવત્વને અનુકૂળ ઉપાધિઓ ગમે તો અસંખ્ય પ્રમાણમાં મેળવવામાં આવે અને તેના અવધિએ અવસાન પ્રાપ્ત થાય તોપણ તે ઇચ્છવા યોગ્ય નથી, જીવત્વની નિતાંત નિવૃત્તિ પછી જ અવસાન થાય તો તે ઇચ્છિવાયોગ્ય છે આથી કદાચ જીવત્વના કાળમાં મૃત્યુ આવી પહોંચે એ વિચારથી તે પૂર્વે જ પોતે તે જીવત્વની મર્યાદાનું અતિક્રમણ કરવા સાવધાનતા સેવવી જોઇએ.

કેમકે ઇશત્વની પ્રાપ્તિમાં થતું મરણ એ મરણ નથી પણ મરણ ઉપર પગ મૂકીને આગળ પ્રયાણ કરવાનું છે. અર્થાત્ જીવોને જ્યારે મરણ મસ્તકે ઝઝુમે છે ત્યારે તે જીવત્વનો લય કરી ઇશત્વને પ્રાપ્ત કરનારના પગ નીચે મરણ રગદોળાય છે આ ભેદ જ સાધકે અનુભવવાનો છે અને તેમાંજ સાધકપદની વિશેષતા છે.

લોકમાં અવસ્થાને પ્રાપ્ત થયે તથા આગળ પાછળના સંબંધીઓને સંતોષ પ્રકટાવીને થયેલું મરણ જેમ શ્રેયસ્કર મનાય છે. તેમ સાધકને જીવત્વની મર્યાદાના અવસ્થાના સંપૂર્ણ અવધિએ અને તેને પોતાને પ્રાપ્ત સંબંધી રૂપ જે તેના અંતઃકરણાદિ છે. તે સર્વને પરમ

વિષયરૂપ પરમાત્માનો અનુભવ કરાવી તેનાથી તેમને સંતોષ તૃપ્તિ આદિ અર્પિને પછી થતું અવશાન એજ શ્રયસ્કર છે અને એજ પુનરાવૃત્તિ રહીત મરણ છે, બાકી બીજાં બધાં મરણ તે મરણ નથી પણ અભિમાનીને અમુક કાળ પર્યતની અંધારી કોટડીની કેદની શિક્ષા છે. એવી શિક્ષા આપવી એ આપણો ધર્મ નથી, અધિક ઉચ્ચ અનુભવમા કાયમને માટે સ્થપાતું એવું જો મરણ હોય તોજ તે સ્વીકારવાનું છે અને તે તો જીવત્વના વિશેષ લયના સમયે થાય તોજ તે યથાર્થ છે આવું મરણ તે ઉત્સવ રૂપ હોય છે. ભીષ્મ સરખા મહાવીર પણ આવા મરણને ઇચ્છાપૂર્વક સ્વીકારે છે.

---

## બ્રહ્મભાવનાની સિદ્ધિ.

આ જીવત્વનો લય ત્યારે જ થાય છે કે જ્યારે અજ્ઞાન સર્વ અંશથી નિવૃત થાય છે આ અજ્ઞાનની નિવૃત્તિ પુરુષાર્થ વડે જ થવી ઘટે છે એમ અનુભવીઓ કહે છે. એ પુરૂષાર્થ તે અન્ય કોઇ જ નહી. પરંતુ ગુરૂ ઇશ્વરના બોધવડે નિરંતર થતી બ્રહ્મભાવનાજ છે. શુદ્ધ દ્રઢ બ્રહ્મભાવના જ અજ્ઞાનનો નિઃશેષ લય કરવા સમર્થ છે. પરંતુ જેમ બળવાન માયાની સાથે તેને યોગ્ય અનુપાનોની જરૂર પણ છે. અનુપાનના યોગ્ય સંમેલન વિના વૈદની માત્રા લાભને બદલે હાની કરે છે. તેમ અત્યંત દૈવી એવી જે આ બ્રહ્મભાવના રૂપ માત્રા કંઇ પણ એના યોગ્ય અનુપાન વિના ગ્રહણ કરાય છે તો હાનીજ થાય. તેનો દ્રષ્ટાંત આપણે આઘે શોધવાનો નથી આપણે પોતેજ છીએ.

આપણી પોતાની આસપાસના મનુષ્યોથી જ તેની સત્યતા જણાય છે. અનુપાનના પાલન વિના એ માત્રા પચવાને બદલે ફુટી નીકળી છે.

આ અનુપાન તે ભક્તિ અને યોગ છે તે સાથે સાથે થતી બ્રહ્મભાવના જ ફળને પ્રકટાવે છે.

એ ઉભયથી રહીત મનુષ્યો બ્રહ્મભાવનાની સિદ્ધિને અનુભવી શકતા નથી આથી તે અનુપાનોનું આગ્રહપૂર્વક પાલન કરવાની જરૂર છે. તમારા સરખા વિરલ સમજીને યોગ્ય વિધિથી તે માત્રા ખાય છે તો તેનો પ્રકટ લાભ પણ અનુભવે છે.

આ સંસારમાં બ્રહ્મભાવનાને યથાર્થ સાધી તેના તીર ઉપર રહી નિર્ભાંતપણે સંસાર અને સંસારીની ચેષ્ટાઓને જોઈ. નિર્લેપ રહ્યા તેને વિલાસરૂપ જાણી તેનાથી પ્રકટતા વિલક્ષણ આનંદને અનુભવે એ પણ સ્વાભાવિક જ છે.

---

## મકરસંક્રાતિનું આધ્યાત્મિક રહસ્ય.

+ + મકરસંક્રાતિ ઉપર પિંડબ્રહ્માંડના પ્રાણની એકતાનું સ્ફુરણ કરાવતું આપનું પૂણ્ય પત્ર મળતાં ઘણો આનંદ થયો.

આ વિશ્વમાં એક જ બ્રહ્મતત્ત્વ સ્પંદભાવે અને અસ્પંદભાવે વિલસી રહ્યું છે, જેમ મહા સમુદ્રની નિસ્તરંગ અને અંતરંગ અવસ્થા હોય, તેમ ચિદાબ્ધની અસપંદ કળા અને સસ્પંદ કળા હોય છે, અસ્પંદ કળા પૂર્ણાત્મતત્વરૂપે ગણાય છે અને સસ્પંદ કળાને પ્રાણતત્વ કહે છે. બાહ્ય પ્રાણ પાનાદિ નામનો વાયુ માત્ર પ્રાણતત્વનો અભિવ્યંજક છે. બાકી પ્રાણતત્વ આત્મતત્વની લહરિવાળુ નિરાળુ સ્વરૂપ છે. અને તે શબ્દબ્રહ્મથી સગર્ભ હોય છે.

સસ્પંદ બ્રહ્મતત્વ પ્રાણરૂપે પિંડ અને બ્રહ્માંડમાં જીવનની પ્રતિતિ કરાવે છે. અને તેનું બાહ્યકેન્દ્ર આદિત્યમંડલ છે, અને આંતરકેન્દ્ર

હન્મંડલ છે. આદિત્યમંડલના પોલાણમાં તે તત્વસંભાવે પ્રવર્તે છે જેમ ઘણાં ઉંચાં નિચાં પાણીનાં મોજાંના અંતરાલમાં સરખી લેવલનું જળનું સ્વરૂપ હોય છે, તેમ સર્વભૂત પ્રાણીના હાર્દાકાશમા અને આદિત્યમંડલના કેન્દ્રમાં સમભાવવાળુ પ્રાણતત્વ હોય છે, તે તત્વની આજુ બાજુ તરંગો અને છોળો ઉછળવાથી તે કેવળ નિસ્પંદ હોતું નથી, તેમ વિશિષ્ટભાવે ઉછળતું પણ નથી. પણ સ્પંદકળાપ્રતિ ઉન્મુખ હોય છે. અર્થાત્ જેમ ચાતકપક્ષી ચંદ્રિકાને લેવા ઉંચુ મુખ કરી રહે છે, તેમ આત્મતત્વ સ્પંદભાવના વેગવાળુ પ્રાણતત્વ જે અધ્યક્ષની સત્તામાં હોય છે તેને વિરાડ અભિમાની કહે છે અને માત્ર પિંડમાં જે અધ્યક્ષની સત્તામાં હોય છે તે અધ્યક્ષને વિશ્વ કહે છે. પરંતુ વિશ્વ નામનો અધ્યક્ષ અલ્પજ્ઞ અને પરતંત્ર હોવાથી તે તત્વમા ઉદ્‌ભવ પામતાં તરંગોને અટકાવી શકતો નથી. જ્યારે વિરાડ અભિમાની તે સર્વ મોજાંના ચઢતા ઉતરતા ક્રમને અંકુશમાં રાખી શકે છે. આ ઉપાસ્ય અધ્યક્ષ સૂર્યનું નામ કશ્યપ કહેવાય છે.

કશ્યપ શબ્દ અવળવાણીનો અર્થાત્ पश्यकनुं (જોનાર) અવળુરૂપ છે. અને તે સૂર્ય મહા મેરૂનો ત્યાગ કરતા નથી. જ્યારે બીજા સાત આરોગાદિ નામના સૂર્ય મેરૂની ઉપલી ભૂમિકામાં ત્રણ મધ્ય ભૂમિકામાં એક અને નીચી ભૂમીકામાં ત્રણ મળી સાત સ્થાને મેરૂની પછવાડે ફરે છે સામાન્ય જનો આરોગ નામના સૂર્યને જોઇ શકે છે. કેમકે સ્થળ અણુંઓનું શોધન કરનાર સૂર્ય તે છે. જ્યારે યોગિજનો મેરૂ માર્ગમાં થઇ કસ્યપ સૂર્યને અનુભવી શકે છે.

પિંડમાં મૂર્દ્ધા મેરૂનો ઉપરનો પ્રદેશ છે. અને તેમા બેના સિક્કાનાં રંધ્ર અને મુખનું રંધ્ર જીવન સૂર્યનાં કિરણોને મેરૂના નિચેના પ્રદેશમાં અર્થાત્ મૂળાધાર પ્રતિ લઇ જાય છે. બે કર્ણરંધ્રમાં થઇ

અને એ નેત્રના મધ્યકેન્દ્રમાં થઇ ત્રણ રશ્મિઓ સૂર્યના ઉંચા મુખમાં હોય છે, અર્થાત તે મેરૂના નિચેના પ્રદેશમાં ઉતરતાં નથી અને મેરૂની મધ્યકર્ણીકામાં થઈ દ્વાદશાર્ણ કમળમાં પ્રવેશ પામતી શુષુમ્ણા નાડીના સાથે સંબંધ ધરાવનાર આઠમા કસ્યપ સૂર્ય બ્રહ્મ રંધ્રદ્વારા પિંડનો યોગ જાળવે છે. આ પ્રમાણે સાત સૂર્ય વિકારી અને ફરતા છે અને આઠમો કસ્યપસૂર્ય મહામેરૂને કદી ત્યજતો નથી.

કસ્યપ સૂર્ય સાથે જેનો સંબંધ સિદ્ધપણે જાણ્યો છે અને અનુભવમા આવ્યો છે તેઓ ઇડા પિંગલાની સંક્રાંતિનું પર્વ સાધવું પડે છે. કસ્યપ સૂર્ય સાથેનો સંબંધ દર્શાવનાર મેરૂ ગગનનું ભાન કરાવનાર અને અધ્યાત્મવૃત્તિ જાગ્રત રાખનાર મકરસંક્રાંતિનું પર્વ આપણા પૂર્વ પુરૂષોએ પાવન માન્યું છે.

૪૦ જ્ઞાનીના સંબંધમાં દુઃખ, અજ્ઞાન, મૃત્યુ, અંધકાર વિગેરે કંઇ વિલક્ષણ સ્વરૂપને ધારણ કરે છે.

૪૧ તમારૂ નિવાસસ્થાન હવા પ્રકાશના પૂર્ણ સંચારવાળુ છે, તેમ અલાયદુ અને વિશાળ છે. તેથી હાલના વિજ્ઞાન પ્રમાણે પણ ભય રહિતજ છે અને તે સાથે તમારી બ્રહ્મોપાસનામાં રમણ કરી રહેલી વિશુદ્ધ આત્મિક વૃત્તિના પ્રભાવે વસ્તુતઃ પણ નિર્ભય થઇ રહેલું છે તેમજ દુર ઉપદ્રવ હોય તો તેની અસર દુર થતી નથી. તેથી સ્વતંત્રતા આદિના પક્ષે અહીં નિવાસ કરવાનું પસંદ કર્યું તે યોગ્ય જ છે.

આપનું નિર્દોષ બ્રહ્માનંદના તરંગોથી ભીંજાયેલા જીવન સંબંધમાં આવનાર સર્વને આકર્ષક થાય છે. શ્રીઇષ્ટના વિલક્ષણ સંકેતવડે કંઇક અગમ્ય ભૂમિકાનો આપણા બે અભિમાની સાથેનો સંબંધ અંતર વેદન વડે સમજાય છે. જો કે સર્વથા વિસ્પષ્ટ થઇ શક્તો

નથી જીવનની આંતરબાહ્ય પ્રણાલિકાનું જેઓ અનુસંધાન યોગ દ્રષ્ટિથી કરી શકે છે. તેઓ લક્ષ દ્રષ્ટ પદથી કદી પ્રચ્યુત થતા નથી.

---

## જીવ, જગત્ અને ઇશ્વરની એકતા.

મારા અનુભવથી મને સમજાય છે કે: વૈરાગ્ય બોધ અને ઉપરતિ એ ત્રણનો સમબળે યોગ આપના જેવાને ઇષ્ટ અનુગ્રહ માત્રમાં જ હોય છે. મારા જેવાને ઉપરતિની ખોટ હોય છે. વ્યવહાર ક્લિષ્ટ હોય છે અને તેથી વૃત્તિને અક્લિષ્ટ ભૂમિકામાં રાખવા પ્રયત્ન પણ કરવો પડે છે. અત્ર શુદ્ધ સંગનો અભાવ છે. તેથી આપ નિવૃત થઇ થોડો સમય સહવાસ આપો તો મને પોતાને અધિક આનંદ થાય. કદાચ એક માસ રજા લઇ હુંજ આપની પાસે દશ પંદર દીવસ ગાળુ એમ ઉત્કટ વાસના રહે છે, પરંતુ વ્યવહાર ધૂરા પ્રભુ સત્તામાં હોવાથી ધાર્યા પ્રમાણે બની શકતું નથી આપના પત્રના છેવટના ભાગની મારા પ્રથમના પત્રમાં આલેખાયેલા વિચારોને અવલંબી પ્રશ્ન થયો છે કે: પ્રત્યેક શરીરમાં સ્ત્રીતત્વ અને પુરુષતત્વ બંન્ને હોય છે તેનો શરીરમાં કયા ક્રમથી સંયોગ કરવો એ ક્રમ જાણવા ઇચ્છા છે, વિગેરે આ સંબંધમા મારૂં જ્ઞાન ઘણે ભાગે પરોક્ષજ છે જો કે તે અપરોક્ષ ભાવે ગુરુશાસ્ત્રના અનુગ્રહથી ઉદય પામે તેવું છે.

મારા ચિંતનના પરિણામમાં મને સમજાય છે કે આ વિશ્વની ત્રણ ત્રિપુટી જીવ જગત્ અને ઇશ્વર એકજ તત્વના અથવા દ્રવ્યના વિલાસો છે તે ધાતુ બ્રહ્મ શબ્દથી વ્યવહરાય છે. સામાન્ય રીતે મન વાણીથી અગોચર તે તત્વ છતાં અમુક મર્યાદાવાળા વિશુદ્ધ ચિત્ત-

તત્વમાં તે ગ્રાહ્ય રૂપે આવે છે જેમ વાસ્તવ સૂર્યમંડલ પૃથ્વી કરતાં અસાધારણ મોટું અને નેત્રવડે સર્વાંસ ગ્રાહ્ય નથી. છતાં ગોલકરૂપે આપણી ચક્ષુરિંન્દ્રિયને ગ્રાહ્ય થાય છે અને તે મર્યાદાવાળા સ્વરૂપમાંથી તે મંડળનું અમર્યાદ સ્વરૂપ બુદ્ધિવૃત્તિને સમજાય છે, તેમ આ બ્રહ્મતત્ત્વ અથવા જગત્ ધાતુ ઇશ્વર બિંબદ્વારા ગ્રાહ્ય થઈ શકે છે. જો કે વસ્તુતઃ બિંબ કરતાં પણ તેનું સ્વરૂપ અતિવ વિસ્તૃત છે. પણ બિંબના આશ્રય વિના તે તત્વ કદી અનુભવના વિષયરૂપ બનતું નથી. વિશ્વ ધાતુનું આ બિંબ ભૂત સ્વરૂપ કિરણો દ્વારા અનંત પ્રતિબિંબોને ઉત્પન્ન કરે છે. અને તે પ્રતિબિંબો કેટલાંક બિંબ ગામી હોય છે અને કેટલાંક બિંબથી સામે જનારાં હોય છે. જે કિરણજાલ ઇશ્વરબિંબમાંથી નિકળી જડ જગત્માં પ્રવેશ પામે છે. તે જડમાં ચિતિશક્તિની અભિવ્યક્તિ કરે છે અને જે કિરણ જાલ પરાવર્તન પામી ઇશ્વર બિંબ તરફ પાછાં વળે છે. તે બિંબના સ્વરૂપને અભિવ્યક્ત કરે છે. ઇશ્વરબિંબમાંથી પ્રસરણ પામતાં આ કિરણો બે ધર્મવાળાં હોય છે, ઉષ્ણ અને શીત. તેમાં જે ઉષ્ણ હોય છે તે **અગ્નિ** તત્વરૂપે શિવ અથવા પુરુષરૂપે સમજાય છે. જે શીત હોય છે તે **સોમ** તત્વરૂપે શક્તિરૂપે સમજાય. છે, કેવળ અગ્નિ અથવા કેવળ સોમ વિશ્વમાં ગ્રાહ્ય થઇ શકતો જ નથી અને તેથી

अग्नि सोमात्मकं विद्धि जगदेत चराचरम्

આ ચરાચર જગત્ અગ્નિ અને સોમના સંયુક્ત કાર્યરુપ છે એમ આગમમાં અનુભવિઓએ વર્ણવ્યુ છે, આ **अग्निषोमात्मक** મિશ્ર દ્રવ્ય પણ ભૂમિકામાં હોય છે.

( ૧ ) અવ્યાકૃત અથવા અવ્યક્ત

( ૨ ) વ્યાકૃત છતાં સુક્ષ્મ
( ૩ ) વ્યાકૃત થઇ સ્થૂળ

પ્રથમ ભૂમિકાવાળા સંયુક્ત દ્રવ્યમાં અણુંઓવડે આપણો કારણ દેહ ઘડાયેલો હોય છે બીજાવડે સુક્ષ્મ દેહ ઘડાયેલો હોય છે અને ત્રીજા વડે સ્થૂળ દેહ ઘડાયેલો હોય છે.

આ ત્રણ દેહમાં ઘટકાવયવો શિવશક્તાત્મ જ હોય છે અને તેના પ્રેરક તરીકે ઇશ્વરબિંબ હોય છે, અને કર્તા અથવા અધ્યક્ષ ચેતન તરીકે કિરણ જાલ એક કેન્દ્ર કિરણ હોય છે તેને સુષુમ્ણા કહે છે.

કરોળીઆની ઝીણી જાળ આપણે જોઇએ તો મધ્ય બિંદુમાં પીઠ રચી કરોળીઓ જાળના વિસ્તાર તથા સંકોચની લીલા કરે છે, તે મધ્યપીઠને અધ્યક્ષ ચેતનની ભૂમિકા કહે છે અને તે પીઠને વળગી સઘળા કરોળીયાના જાળનું બંધારણ હોય છે, તે જાળ પ્રસંગે પ્રસંગે તુટે તોપણ મધ્ય પીઠમાં જઇ કરોળીઓ નવા તંતુને મેળવી નવા તાંતણાવડે જાલ શોધી લે છે. આ ક્રમ જ દેહના નવીકરણમાં તથા જન્માંતર પરિણામમા ચાલુ રહે છે. જેઓ આ અધ્યક્ષ ચેતનપીઠને વળગી શકે છે તેમને આ કિરણજાલના માર્ગ અને તેની નાની નાની ગુંચો અથવા વિધીઓ ઝટ સમજવામાં આવે છે.

આ પીઠ ત્રણ પગથીવાળી હોય છે એક પગથીને મૂળ પીઠ, બીજાને જાળંદર પીઠ અને ત્રીજાને પૂર્ણગીરી પીઠ એવાં નામ આપવામાં આવે. મળ પીઠમાંથી જગતજાળના સ્થૂળ તંતુઓ પકડાય છે.

જાળંધર પીઠમાંથી શુક્ષ્મ તંતુઓ કબજે આવે છે અને પૂર્ણ ગિ.ર પીઠમાથી કારણ દ્રવ્યોનાં અંશુઓ પકડાય છે, જેઓ મૂળ પીઠમાં નિવાસ કરે છે તેઓને પ્રધાનપણે શક્તિના અનુગ્રહની અપેક્ષા હોય છે.

સ્થૂળ શાક્તયોગ વિના સ્થૂળ અણુંઓની જાળ સમજાતી નથી

આ વિશ્વમાં સમાન શક્તિયોગ ઘણે ભાગે બનતો નથી. અને તેથી મૂળ પીઠમાં ઘણાં અધ્યક્ષ ચેતનને આવી શક્તિ જ નથી, તેઓ દેહ જાળના કોઇ કોઇ તાંતણા ઉપર લટકતા રહે છે અને પ્રસંગે જાળમાંથી તુટી નીચે પડે છે અને પુનઃ વૃક્ષાદિ સાધન મેળવી તેમને નવી જાળમાં રચવી પડે છે આ સ્થિતિને મરણ અને જન્મ કહે છે.

કોઇ પુણ્યવાન સાધકો મૂળ પીઠમાં શક્તિના સહાયથી લતા-સાધનવડે ભ્રષ્ટ થયા વિના સ્થળ જાળના તુટતા અંશોને શાધી શકે છે અને જરૂર જણાય તો સ્વેચ્છાથી નવી જાળ રચી શકે છે.

કેટલાક. પુણ્યવાન સાધકો જાલંધર પીઠમાં વાસ કરતાં આપીઠનો મહીમા એવો છે કે સોમ તત્વ અધોગામી થતું નથી તેમ ઉંચે પણ જતું નથી પણ અંતરીક્ષમાં વસે છે તેથી તે પીઠને જાલંધર (જળનું ધારણ કરી રાખે છે માટે) આ પીઠમાં અધ્યક્ષ ચેતન સુક્ષ્મ શરીરમાં ઘટકાવયવોને અંતરિક્ષના સોમરસ વડે અમૃતભાવ આપે છે.

જ્યારે મૂળ પીઠ અગ્નિપ્રધાન છે અને તેથી શક્તિયોગની અપેક્ષા રાખે છે. પૂર્ણગિરી પીઠમાં વસેલા સાધકો સમસ્ત તો ત્રણ ભૂમિકામાં હોય છે એટલે તેમનામાં શિવશક્તિનું સમરસ્ય હોય છે.

આ પીઠમાંથી જાલંધર પીઠમાં મૂળાધાર પીઠમાં અને ત્રણે પીઠમાં સાથે સંબંધ ધરાવનાર કારણ સુક્ષ્મ અને સ્થૂળ દેહની જાળમાં સાધક સ્વેચ્છાથી વિહાર અને વિલાસ કરી શકે છે.

આ પીઠમાં સ્થિત થયેલા સિદ્ધ પછી તે લોક દ્રષ્ટિથી પુરુષ હોય અને સ્ત્રી હોય જનમા અગ્નિ અને સોમનું સમ બળ હોવાથી તેઓ અર્ધ નારીશ્વર કહેવાય છે. આ પીઠમાં સ્વાહા શક્તિનો અખંડ યોગ હોવાથી અધ્યક્ષ ચેતન સદાશિવ કહેવાય છે. આ ભૂમિકામાં આવ્યા પછી ઉપર કહેલા ઇશ્વર બિંબની પકડ આવે છે અને ત્યાર

પછી બિંબના સાચા સ્વરુપને અર્થાત્ બ્રહ્મતત્વના અનવધિ સ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન થાય છે.

ઉપર પ્રમાણે ઉષ્ણ શીત અને અનુષ્ણ શીત ભુમિકામાં રહી अग्नि सोमात्मक મિશ્ર દ્રવ્યના સર્વ રહસ્યને સમજી ચક્રેશ્વર થવાનું સામર્થ્ય આવે છે આ પ્રક્રિયા મારા મનમાં જેવી સમજાય છે તેવી લખી છે. અનુભવમાં વધારે સ્પષ્ટ થાય તે ખરી, પણ માર્ગનું અને લક્ષનું ભાન થઇ શકે છે. આપને આ વિચારોમાં કંઇ જ નૂતન નથી પણ મારા વિચારોની પરિશુદ્ધિ અર્થે આપને માત્ર નિવેદન કરૂં છું શ્રી ઇષ્ટ આ મધુ વિદ્યાને સમયસર અભિવ્યક્ત કરશે જ.

---

૪૩ ગળા ઉપર ધુસરી નાખ્યા પછી બળદ નવો હોય તે માથું ધુણાવે. પણ કણ પડયા વિના ભાર વહન થઇ શકતો નથી, થોડો વખત લોહી પણ આવે અને ચામડી ઘસાય પણ ખરી. પણ વખત થયા પછી ગમે તેટલો ભાર ખેંચી શકાય છે.

સંસારમા આપણાં અસાધારણ જ્ઞાન અને શક્તિ ગુપ્ત ધનરૂપ હોય છે તે આપણને સંકટના સમયમા કેપીટલની ગરજ સારે છે. બાકી પુરતું ધન તો વ્યવહારમાં થોડુ જ હોય છે. બધું ફરવીએ તો ભીખારી થઇએ માટે ज्ञहसल्लोकमाचरेत् એ ન્યાય યુવકોએ જ સેવવાનો છે.

---

## મધુ વિદ્યા.

૪૪ બ્રહ્મ—મધુ—સ્થૂળ સુક્ષ્મ અને કારણરૂપે મૂળાધાર એની પ્રતિષ્ટા છે—આ મધુ ભગવાન સવિતામાંથી પ્રસરતો એક ચૈતન્ય રસ છે. તે

રસ અગ્નિસોમાત્મક છે એમ ગયા પત્રમાં વર્ણવ્યું છે તે મધુરસ ના સ્વરુપનું વર્ણન કરનાર નિચેનો મંત્ર મનન કરવાનો છે.

" तस्यवितुर्वृणी महे वयं देवस्यभोजनम्
श्रेष्टं सर्व धात मय तुरं भगस्य धीमहि "

આ મંત્રનો ભાવાર્થ એવો છે કે: વિશ્વના પ્રસવને કરનાર ભગવાન્ સૂર્ય દેવના ભોજનને અત્રે (મંત્રદ્રષ્ટા) માગીએ છીએ તે ભોજન સર્વનું ધારણ કરનાર હોવાથી શ્રેષ્ટ છે અને તે ભગ નામના દેવના ચોથા પદમાં સમાયેલું હોવાથી અમે તેનું ધ્યાન કરીએ છીએ.

આ મંત્રના પ્રત્યેકશબ્દ **सवितु भोजनम् सर्व धातमम् तुरं भगस्य** ઘણા ઉંડા મર્મવાળા છે આ મંત્રવડે મંથન અને સંપાતકર્મ આનો વિધિ છે, અને પોર્ણમાસીએ દીક્ષા લઇ અમાવાસ્યા સુધી વ્રત કરી દંપત્તિએ દધી તથા મધુનું મિશ્રણ કરી તે વડે દરરોજ ચાર આહુતિઓ અગ્નિમાં આપી અવશિષ્ટ દધી મધુનું ભોજન કરી, અગ્નિ સમીપ મૃગચર્મ ઉપર સુવાનું હોય છે અને આ મંથન સંપાત કર્મના અવધિએ સુવાસિની સ્ત્રીના દર્શનનું સ્વપ્ન આવે તો કર્મ પોતાના ઇષ્ટફળને પ્રકટ કરવા પ્રતિ ધાવન કરે છે. એવું સૂચન છે.

આથી બાહ્ય કર્મ મૂળાધાર પીઠના અધિકારીને લગતું છે.

બાહ્ય દ્રવ્યો અને સાધનની સ્ફુર્તિ કરાવે છે આપને સ્ફુટ થયા વિના રહેશે નહિ. આ દધી મધુની ચાર આહુતિઓ **मंथन+संपात** કર્મની નીચે પ્રમાણે હોય છે.

१ जेष्टाय श्रेष्ठाय स्वाहा २ वसिष्ठाय स्वाहा
३ संपदे स्वाहा ४ आयतनाय स्वाहा

પહેલી આહુતિ **દધિ** + **મધુ**ના મિશ્રણની સુચ ( હોમવાની કડછી)માં લઇ પ્રથમ દક્ષિણાગ્નિમાં બીજી ગ્રાર્હપત્ય અગ્નિમાં અને ત્રીજી આવહનીય અગ્નિમાં અર્થાત્ સ્થળ સુક્ષ્મ અને કારણભૂત અગ્નિ પીઠ માં નાંખવાની હોય છે. અને અવશિષ્ટ અંશનું આચમન કરવાનું હોય છે. આકૃતિઓ અગ્નિમાં બળી ભસ્મ થાય છે અને અવશિષ્ટ આચમન **દધિ×મધુનું અગ્નિહોમાત્મક** બની **ભગસ્ય** તુરં (તુરીયમ ) ભગદેવતાના ચતુર્થ પીઠમાં ગતિ કરી **આચમન** ભાવે અર્થાત્ ધર માંડી યજમાન શરીરમાં કરે છે. આ કર્મ અને તેની વિદ્યા અથવા ઉપાસના જેને સિદ્ધ થઇ છે તેના સંબંધમાં અર્થવાદ એવો છે કે સુકા ઠુંઠાને તે પુરુષ પ્રાણપ્રતિષ્ટા આપે તો તેમાંથી નવાં અંકુરો ફુટે છે.

અર્થવાદ કંઇ ગુંણવાદ નથી પણ યથાભૂતાર્થ વાદ છે. તે લક્ષમાં આવી શકે તેમ છે. અસ્પષ્ટ અંશો ભાગ્યેજ આપને લાગશે.

૪૫ × × સંબંધમાં હકિકત જાણી તમે આરંભમાં

+ + કરી હતી તે સમયે પણ તેને વ્યવસ્થામાં મૂકી ભાગીદારોના હિતમાંજ એ કામ કર્યું હતું તથા શ્રી + + ભાઇના સંબંધમાં કામ પણ તેમનાજ હીતમાં કર્યુ હતું તેમ આ પણ કર્યું.

તમારી સઘળી પ્રવૃત્તિ શ્રી ઇષ્ટના સંકેતાનુંસાર પરાર્થે જ થતી આવી છે. તેથી આ પ્રવૃતિ પણ પરાર્થેજ થઇ છે. એમાં મને આશ્ચર્ય થતું નથી. તેમ લખો છો તેમ એમા ચાલતું હાલ નહી હશે. તો એને અંગે તમારે * * કરવું પડયું હશે તેને લીધે ચિંતા કોઇ કોઇ સમયે થતી હતી તેથી શ્રી ઇષ્ટે પછીથી એમાં લાભ નહીં હોય તો એનો સંબંધ છોડી દઇ અન્ય કોઇને નિમિત્ત કારણ રહે નહી. તેમ થયું * * આદિ સર્વને લાભ થયો એતો યોગ્યજ છે.

× × વ્યવસ્થા બરાબર ચાલ્યા કરે તો એ નિભાવા જેવું છે.

હવે તમારે ત્યાં રહેવાનું વહેલું મોડું નહી રહેશે તેથી અન્ય વ્યવસ્થા એ સંબંધે કરવાની રહેશે. અને જે સ્થળના ભાગ્યનો ઉદય થતો હોય ત્યાં તમારે રહેવાનું થશે.

પણ તે હાલ ઇષ્ટ નહીં હોવાથી એ સંબધમા કાલથી વિચાર કોઇ કોઇવાર આવે છે.

+ + કાર્ય નહી હશે તો × × રહેવું થાય તો સર્વનેલાભછે.

અગર જે હાલ તો ઘણાએ લાભ લેતા નથી પણ શ્રીઇષ્ટ સમીપ રહેવાનું થાય તો તે પણ એક પક્ષે વિશેષ ઇષ્ટ છે એ સંબંધમાં જ્યારે કોઇ નિર્ણય થાય ત્યારે જણાવવા કૃપા કરશો.

હવે ત્યાં કાર્ય નહી હોય અને ત્યાં ઉપદ્રવ પણ છે તો અહીં આવવું થાય તો વિશેષ આનંદ અમને બધાને થશે અહીં નિવૃત્તિ ભાગ્યુ સ્થાન છે. × +

શ્રીઇષ્ટકૃપાથી સર્વ કુશળ, તમારૂં પૂણ્ય પત્ર યથાસમય. પ્રાપ્ત થયું હતું તેથી આનંદ થયો હતો. તમે લખો છો તે સર્વાંશે સત્યજ છે તમારી નિડરતા સ્વભાવ સિદ્ધજ છે અને એનાથી જો સહસ્ત્રાંશ પણ મારામાં નથી છતા આતો એક વ્યવહાર નીતિ જે આપણે પાલન કરતા, આવ્યા છીએ તેને અવલંબીનેજ લખ્યું હતું અન્ય કશો હેતુ નહોતો

જ્ઞાનની પૈસા કમાવામાં ઉપયોગીતા અથવા સાર્થકયતા છે જ નહીં. જ્ઞાનનો ઉપયોગ સ્વસુખ સ્વોન્નતિ અને શ્રી ઇષ્ટાભિમુખતામાં જ છે તેથી એમાં કંઇ વિશેષ વિચાર કરવાનું નથી લાગતું તમારૂં અસાધારણ જ્ઞાન અસ્પૃહા, શ્રદ્ધા, ભક્તિ અને તત્વ નિષ્ટા એતો ક્યાં × × માં કે મીલમાં ઉપયોગનાં છે ?

એ શ્રી ઇષ્ટ શ્રીના મુખે શ્રવણ કરેલી વિદ્યાનો શકુન્તલા કે માલતી માધવ નાટક શીખવવામાં કયો ઉપયોગ છે? શ્રી ઇષ્ટેચ્છાથી જે યોગ્ય હશે તેજ નિર્ણય થશે એ નિઃસંદેહ છે.

૪૭ શ્રી ઇષ્ટ પરમાત્મા આપણા યત્કિંચિત ભાવનાને વિશાળ માની સ્વીકારે અને દિવ્ય અધિકાર પ્રાપ્તિ અર્થે આપણને અતુલ પુરુષાર્થ બળ આપે એ પ્રાર્થના છે.

ઉપાસના સંબંધનો વિચાર આગળ ચલાવશો.

૪૮ અસ્વસ્થ પ્રકૃત્તિમાંથી સ્વસ્થતા ઉત્પન્ન કરનાર આપ ઇશ્વર ચેતનને જાગ્રત કરી આ પત્ર લખવારૂપ વ્યાપાર કરૂં છું.

પ્રાણીમાત્રમાં વ્યક્તરૂપે અથવા અવ્યક્તરૂપે જે अजपा ગાયત્રીનો નાદ ચાલે છે. તેનું માનુષ્ય પ્રાણીમા अहंमतः એ પ્રકારનું ધ્વન્યાત્મક સ્વરૂપ હોય છે અને તેને हसमंत्र તરીકે આપણા વિદ્વાનો કહે છે આ હંસ મંત્ર પલટાઇ सोहम् રૂપ પકડતાં અંત વ્યંજન ભાગ બાદ થતાં ओम् અર્થાત્ પ્રણવબ્રહ્મની શબ્દબ્રહ્મની પ્રતીતિ થાય છે. આ નૈસર્ગિક શબ્દ બ્રહ્મના ઉદયમાં જીવ બ્રહ્મ એક છે. એવી લક્ષણા—હું તે છું—એ सोहम् વાકયાર્થમાંથી સ્ફુરે છે, પરમાત્મવાચક આ દિવ્ય શબ્દ વર્ણમાતૃકાઓને જન્મ આપી. ચરાચર જગતમા હૃદ્‌વાસ કરી અર્થાત કેન્દ્રભાવમાં પ્રવેશ પામી હ્રીઁકાર નામના ઉમા પ્રણવરૂપે વિલસી રહે છે જ્યારે શિવ શિવ પ્રણવ ૐ મૂર્દ્ધામાં ઉચ્ચારના અવધિએ વસે છે. ત્યારે પાર્વતી પ્રણવ હ્રીઁ હૃત્પદ્મમાં આવી વસે છે. બંન્ને પ્રણવમાં ત્રણ અથવા પાંચ માત્રાઓ હોય છે.

જ્યારે ॐ શિવ વાચક છે. ત્યારે હ્રીં શક્તિ વાચક અથવા જીવ કલાનો ઉદ્દ્ભવ કરનાર છે. શિવશક્તિનો યોગ કરનાર અર્થાત્ સામ રસ્ય પ્રકટ કરનાર શુદ્ધ વિદ્યારૂપ એક શક્તિ છે અને તેને વાગ્દ્રીં શક્તિ કહે છે અને તેનો બીજ મંત્ર ऐं श्रीं છે. આ ત્રણ બીજમંત્રો વિનો મંત્ર શાસ્ત્ર અગમ્ય રહે છે. અને તેને सोम सूर्याग्नि અથવા त्रिपुरा એવું નામ આપવામાં આવે છે, આ ત્રૈપુર મિશ્ર શબ્દ બ્રહ્મ સોળ કળામાં ચંદ્ર રૂપે, બાર કળામાં સૂર્ય રૂપે અને દશ કળામાં અગ્નિરૂપે ઉપાસકોને અનુભવાય છે. અકારાદિ સોળ સ્વરમાં સોમ મંડળ क કારાદિ (મકાર વિનાના) ચોવીસ વર્ણના શિવ શક્તિરૂપ જોડામાં દ્વાદશ સૂર્ય મંડળ અને યकारादि દશ વર્ણમાં અગ્નિમંડળ વ્યાપ્ત થઇ શબ્દ બ્રહ્મ परा पश्यंती मध्यमा वैखरी નામની ચાર ભૂમિકામાં ઉતરે છે.

મકાર ઇશ્વર ચેતનરૂપ હોવાથી અને બિંદુ ભાવે સ્થિત હોવાથી ૩૮ કળાના પ્રેરકરૂપે વિદ્યમાન રહે છે.

શબ્દ બ્રહ્મના ઉપાસકને જે પ્રતિભાનો ઉદય થાય છે. તે આ બિંદુભાવવાળા મકારના પ્રેરણ પ્રેરણાથી અને વૈખરી વાણીમાં ખરતા અર્થાત વિસર્ગ પામતા છુટના વર્ણ ધ્વનીની ગુંથણીના પ્રભાવથી થાય છે.

આ ત્રૈપુર પદનો મહીમા એવો છે કે સોમ કલાવડે અર્થાત સોમ બળથી તે કામ રૂપ પુરુષાર્થ સાધે છે.

દ્વાદશ કળાવડે અર્થાત્ સૂર્ય બળથી અર્થ સિદ્ધ કરે છે. અને દશ કલાવડે અર્થાત અગ્નિ બળથી તે ધર્મ સિદ્ધ કરે છે. આ ત્રિ વર્ગની સિદ્ધિ આપનાર " ॐ श्रीं ह्रीं " ત્રૈપુરપદનું બાહ્ય પ્રતિક



આ પ્રમાણે હોય છે, અને યજન પુજનમાં અર્ઘ્યાધાર અર્ઘ્યપાત્ર અને અર્ઘ્યરસમાં ઉપાસકો જુએ છે. અર્ઘ્યાધાર-કુંડ-અગ્નિ છે. અર્ઘ્યપાત્ર દ્વાદશ સૂર્ય છે. અને સોમ રસ અર્ઘ્ય તત્વ રૂપે છે. શૈવાગમ અને શાકત આગમનું આ રહસ્ય નહિ જાણનાર દારૂનાં પાત્રો ગોઠવે છે ! ! !

ઇષ્ટશ્રીએ આપેલા સાધકોના મંત્રોમાં આ ત્રૈપુર પદ ઘણે ભાગે યોજેલું હતું એવું મારી જાણમાં છે. અને તેનો સ્ફોટ આ રીતે થઇ શકે છે. આ બીજ મંત્રો છે. અને મુખ્ય મંત્ર પલ્લવરૂપ ગણાય છે.

બીજમાંથી પલ્લવમાં રસ આવે છે અને તે રસ પુનઃ મૂળ બીજમાં પાછો ફરે છે. આ પ્રક્રિયાને મંત્રવલ્લરી કહે છે. જેઓ મંત્રવલ્લરી સાધી શકે છે તેને યાંત્રીકો सिद्ध मंत्र એવું નામ આપી વૃક્ષ સાથે અમરવેલી " અથવા " સ્થાણું સાથે પાર્વતી યોગ અથવા શાંભ અંબા સાથેના શિવનું બાહ્ય પ્રતીક તરીકે પૂજે છે.

પરમાત્માના અનુગ્રહ વડે આ સાંબપદ, અથવા सिद्ध પદ જેમને મળ્યું છે, તેઓજ ધન્ય છે. તેઓજ કૃતકૃત્ય છે અને તેઓજ વસ્તુતઃ જીવે છે. જેઓ सांब પદથી વિખુટા છે. તેઓ જીવતા છતાં મુએલા છે તેઓને અર્થે બાહ્ય મૂર્તિઓ અને પ્રતિકો રહસ્ય ઉદ્દઘાટન કરવા મહેનત કરે છે. તેઓ પશુ છે પશુપતિ નથી. पाशुपत રહસ્યને અખંડ સિદ્ધ કર્યું છે એવા આપને હું શું અધિક લખું ? આંતર અનુભવનો અનુવાદ માત્ર કરૂં છું અને સ્વસ્થતા નૈસર્ગિક પુનઃ પ્રાપ્ત કરૂં છું.

આપનું પૂજ્ય પત્ર મળતાં વૃત્તિ ઉલ્લાસ વાળી થઇ છે, ચિત્ત-

કલના સંકોચ વિકાશના હેતુભૂત ક્ષેત્રજ્ઞ સૂર્ય સાથે જેમનો અભેદ સંબંધ રશ્મિદ્વારા અખંડ સિદ્ધ છે. તેમને આ વિશ્વમાં ક્લેશનો અવકાશ નથી. જો કે તે ક્લેશ સામગ્રીથી આવૃત હોઇ શકે.

ચિ. * * ના પુત્રને પુત્ર થયાના સમાચાર જાણી ઘણો આનંદ થયો. વટવૃક્ષ પ્રપૌત્ર પર્યંત વિસ્તર્યું અને પોતે મધ્યમાં સરસ જીવનવાળું થયું એ ઓછું પુણ્ય બળ નથી, તે શિશુના કાનમાં वेदोसि वेदोसि वेदोसि એ ત્રણ નામ સંસ્કાર મારા તરફથી આપશો.

૫૦ ચિ. ધનંજયનું સર્વ કાર્ય રૂડી રીતે થઇ ગયું હશેજ.

થોડાજ સમયમાં વસંતનો પ્રારંભ થશે. સૃષ્ટિગત વનસ્પતિ નવ પલ્લવિત સુંદર પુષ્પમય થશે. આતર સૃષ્ટિનાં કરણ વા વૃત્તિઓ રૂપ વનસ્પતિઓ પણ એજ રીતે સુંદર પુષ્પથી ખીલી માનવ જીવને પ્રફુલ્લિત કરે તે અર્થે તેણે પણ બળવાન કર્ત્તવ્ય કરવાનું રહે છે વનસ્પતિ જેવી વસ્તુ વસંતની સ્થિતિ ભોગવે અને મનુષ્ય પાનખર ઋતુમાંજ રહે એ શું !! મનુષ્યે પોતાના આત્મામાંથી વસંત ઋતુને પોતાનામાં પ્રકટાવવીજ જોઇએ. મૂળ વિધાન ઉત્તમ પ્રકારે થઇ ગયું તે જાણી આનંદ થયો.

એ તો શાસ્ત્ર વિધિ પ્રમાણે કરવાનું હશે. પણ તમારા લખવા ઉપરથી એમ સમજાય છે કે એ વિશેષ પ્રકારે કરવામાં આવ્યું હશે, અહીં તો લોકો સામાન્ય રીતે કરે છે. × × શ્રી અને સરસ્વતિની એ બે દેવની ઉપાસના સાથે કરવાની કઠીન પડે એમ છે. લક્ષ્મી કમાવામાં ઉદ્યોગમાં ધ્યાન આપતા સરસ્વતિની ઉપાસના કરવામાં વિક્ષેપજ આવે છે. અને સરસ્વતીની ઉપાસના કરવામાં સહજ વ્યા-

પાર પ્રતિ ધ્યાન આપી શકાય તેમ નથી. તેથી મારા જેવાએ તો શ્રદ્ધાથી શ્રી ઇષ્ટેચ્છાનુસાર જે જણાય તે પરજ પ્રવૃત્ત થવાનું રહે છે. + +

પર આપના પૂણ્ય પત્રથી ઘણો આનંદ થયો મિષ્ટ સંભાષણ મિષ્ટ પ્રક્રિયાની પ્રાપ્તિમાં, ઉપકાર મિષ્ટ. અન્ન મિષ્ટ સમાગમ અને મિષ્ટ અત્તરનું મર્દન એ ઉપરાંત કંઇ મિષ્ટતાની ખામી આપને જણાઇ કે આતિથ્યની બાબતમાં સંકાચને વશ થવું પડ્યું?

આપણો સંબંધ ઠેઠ જીવન્મુક્તિ પર્યંતનો છે અને તેમાં બાહ્ય ઉપચારોને પ્રાધાન્ય આપવાની જરૂર નથી.

શ્રીષ્ટ ગંભાવેશ સમયે આપનું સવિશેષ સ્મરણ કરૂ છું અત્ર શ્રી ઇષ્ટ કૃપાથી આનંદ છે પ્રસન્નતાની મૂર્તિ આપ મસ્ત હશો, દિવ્ય આશ્રમની યોજનામા આપનું મગજ રોકાયું છે એ અતિ યોગ્ય છે. પુરૂષાર્થ કરી આપણી અલૌકિક પ્રતિભાની છાપ આપણે જગત્ ઉપર પાડવી જોઇએ.

મને ખુશ ખબર આપ્યા કે + + થી આપ નિવૃત થયા અને હવેનું જીવન નિર્જન પ્રદેશમાં કોઇ રમ્ય આશ્રમ સ્થાપી ગાળવા ધારો છો. આપ બે ચાર મીલના એજંટ બનો અને જે આનંદ ન થાય તે આ સમાચાર સાંભળી થાય છે.

પરમાત્મા આપને સ્વસ્વરૂપનો અપરોક્ષ સાક્ષાત્કાર કરાવી અમારા જેવા જીવોને કૃપા કિરણ વડે પોષી આનંદ અને ઉત્સાહ પ્રેરો એ પ્રાર્થના શ્રી ઇષ્ટિ પ્રતિ છે.

* * તમારા પુણ્ય સંકલ્પબળથી જ્યાં ત્યાં અનુકુળતા સદા સ્થપાઈ રહે છે એ પણ એક મોટી યોગની સિદ્ધિ છે.

વસંતમાં વનસ્પતિ નવીન બળ કાઢે છે વિગેરે તમે જે લખ્યું છે તેજ પ્રશ્નો બ્રહદારણ્યકોપનિષદમાં પુછાએલા છે, અને તેનું ઉત્તર ત્યાં જે આપવામાં આવ્યું છે તે દુર્બોધજ છે. મનુષ્ય કયા મૂળમાંથી નવ પલ્લવિત થાય. એ પ્રશ્નનું ઉત્તર ત્યાં સંક્ષેપમાં દુર્બોધપણેજ લખી દીધું છે અને તેથી તે ગુરુ ગમ્યજ રાખ્યું છે અથવા વિરલ અધિકારી પરત્વેજ રાખ્યું છે એ મૂળ તે ગુરુ જેના વશ થાય. તેને અજરામરતા અને સદા યૌવન સિદ્ધજ હોઇ શકે તમારૂ પુણ્ય સ્મરણ થતું રહેતાં વૃત્તિમાં શાંતિ અને પ્રસાદનો અનુભવ થતો રહે છે.

આપે હવે × × એથી મુક્ત થવાનો કરેલો નિશ્ચય અતિ ઉત્તમ છે. આપતો સાક્ષાત્ ઇશ્વર છો એક સંકલ્પ સાથે ધારો તે કરી શકો તેમ છે.

આપ સંસારના પંઝામાંથી મુક્ત યુક્ત થશો પણ આપ ઇશ્વર રૂપ મુક્તાત્માના પંઝામાંથી સંસ્કાર કાંઇ મુક્ત થઇ શકતો નથી. આપને માટે કોઇ પણ જાતનું વાસ્તવિક બંધન છેજ નહી.

ધારો તે ક્ષણે ઇચ્છાનુંસાર કરી શકો તેમ છેજ. કારણ આપની દ્રષ્ટિમાં દ્વૈતભાવ છેજ નહીં, જ્ઞાતા અને અજ્ઞાન ઉભય વૃત્તિરૂપે તો સમાન અર્થાત વિકાર રૂપજ છે. એટલે હવે અવિકારી અવિનાશી પદની પ્રાપ્તિ ( જે સ્વતઃ સિદ્ધ અને નિત્ય પ્રાપ્ત છે. ) તે માટે નિવૃત્તિ રૂપ વિજ્ઞાનની પ્રાપ્તિ અર્થે યોગ્યજ નિશ્ચય કર્યો છે. અગર જો કે આપ જેવા મહાત્માઓનું કરવું ન કરવું શરીર અશરીર સર્વ જીવોના બદ્ધ જીવોની દ્રષ્ટિમાંજ રહેલું છે. આપ પોતે તો આપના અનુપમ આત્માનુંભવને યોગે સદાકાળ ૭જ સર્વથી રહીત એટલે કર્તા છતાં અકર્તા અને ભોક્તા છતાં અભોક્તાજ માનો અને અનુભવો છો, વિશેષ શું.

૫૬ પરમાત્મા યથા સમયે યથાયોગ્ય કર્યાજ કરશે. બ્રહ્મચિંતન્ન કરતા પ્રસન્ન હશો જ.

૫૭ શ્રીઇષ્ટ અનુંગ્રહથી અત્ર કુશળ છે.

---

# શિવરાત્રી વૃત્ત.

ગઈ કાલે શ્રી મહા રાત્રીના વૃતનું પાલન કરી નિશીથ સમયે શ્રી મહેશ્વરનું બાહ્ય તથા આંતરપૂજન કરવાના સમયે આપનું ઉત્કટ સ્મરણ થતું હતું આજ પ્રાતઃકાળે પારણાના સમયે આપનું પત્ર મળતાં વૃત ચારિતાર્થ થયું અનુભવાયું.

આપ અલ્પ સમય રહ્યા અને જે ક્ષણે આપે અત્ર ગાળી તેમાં અનંત સંવત્સરના પૂણ્ય સંસ્કારનો પરિપાક એટી વખતે ર્ક્યાનું અનુંભ વાય છે. આપણે વાર્તા થઇ હતી. તે પ્રમાણે કાલ એ મનની કલ્પના માત્ર છે. અને તેનું માપ સ્થૂળ સુક્ષ્મ અને કારણ સૃષ્ટિમાં જુદુ જુદુ હોય છે. તે નિયમ પ્રમાણે સ્થૂળ ક્ષણો આપણા સ્થૂળ સંબંધની અનંત કલ્પ તુલ્ય બની છે.

આપના નિર્વ્યાજ પ્રેમબળથી આતિથ્ય પણ અકૃતિમ રૂપે જ થયું છે અને તેનો પ્રસાદ ચિ૰...ને મળે એવી ઉત્કટ ઇચ્છા છે.

શ્રી સદાશિવના અર્ધ નારીશ્વર સ્વરૂપમાં અલિંગ શિવ તત્વનું સ્ફુરણ ભુવનમાં ( પિંડમાં ) ત્રણ લિંગ દ્વારા થાય છે. એવું આંતરયામિ મહર્ષિઓનું માનવું છે. મુળાધાર અને સ્વાધિષ્ટાન ચક્ર સાથે સ્વયંભૂલિંગ જોડાય છે. મણિપુર અનાહત સાથે બાણલિંગ જોડાય છે. અને વિશુદ્ધ આજ્ઞા સાથે ઇતરલિંગ જોડાય છે. અને તેના ઉપર અર્થાત સહસ્રાર પદ્મમાં અલિંગ પરમાત્માનો અનુભવ થાય છે.

આ સ્થૂળ શરીરના નિર્વાહક અને નવ શરિરના જનક અ-થવા નવ પ્રજનનના હેતુભૂત અણુંઓ ઉપર આધષ્ટાતૃ થનારૂં સ્વ-યંભૂ લિંગ છે. અને તે કુંડાલનીના ત્રણ વેષ્ટનથી વિંટાયેલું છે. તે રક્ત વર્ણનું આપણે જેવું સૂર્યબિંબ અસ્ત પામતાં જોયું હતું તેવું છે. શક્તિના યોગથી આ સ્વયંભૂલિંગથી પર જતાં ક્ષેત્રજ્ઞે બાણ-લિંગનો સ્પર્ષ કરવાનો હોય છે. બાણ શબ્દ ઉપનિષદમાં શરીરના વાચક છે અને તે લિંગ પીતવર્ણનું હોય છે. અને તેનો ગૌરીપટ વિશાળ હોય છે અને તેમાંથી એક દ્રવ હૃદયપ્રતિ અને બીજો યકૃતપ્રતિ વહે છે રક્તશુદ્ધિ વિગેરે પરિણામો આ કેન્દ્રગત લિંગના શક્તિસ્રવથી બન્યાં જાય છે. જો કે સામાન્ય જનો તે જાણતા નથી. ત્યાંથી પર ભાગમાં પ્રયાણ કરતાં શ્વેતવર્ણના ઇતરલિંગનો આશ્રય ક્ષેત્રજ્ઞે કરવાનો હોય છે, ઈ કાલવાચક વર્ણ છે. અને અનેક કાળનું અતિક્રમણ કરી મહાકાળ તરફ લઇ જવાનું જેમાં સામર્થ્ય છે, તે લિંગ ઇતર કહેવાય છે.

આ લિંગનો ગૌરીપટ્ટ તાલુના ઉપરી ભાગમાં ઇન્દ્રનીલ વર્ણનો લંબિકા સાથે સ્પર્ષ કરી રહેલો હોય છે. તેના અખંડ વર્ષણથી મુખમાં અમી રહે છે. અને તેની સાથે સમાપત્તિ થતાં ક્ષેત્રજ્ઞકાલનો જય કરી શકે છે.

સામાન્ય ભુવનોમાં અર્થાત પિંડોમાં આ લિંગો અને ગૌરિ-પટો સમબળમાં હોતો નથી. તેથી વિષય યોગ હોવાથી અમૃતને બ-દલે વિષનો પણ શ્રાવ થાય છે.

જે પુણ્યવાન ગુરુ ઇશ્વરના અનુગ્રહથી સમયોગ સાધે છે તેઓ સામરસ્યને અનુભવે છે. તેઓ સ્થૂળ સુક્ષ્મ અને કારણ શરીરનો સ્વેચ્છાથી પ્રવર્ત્તક હોય છે. અને સાચા અધિષ્ટાતા હોય છે.

જેમ બગડેલા રાજ્ય મંત્રમાં જેને જેમ ફાવે તેમ વર્ત્તે છે.

તેમ વિષમ યોગમાં ભુવનાદ્ધામાં ચોવીશ તત્વો અને ચાર કળાઓ કાવે તેમ વર્ત્તિ ભુવનાધ્વાનું શોધન થતું નથી. અને ભુવન ભંગ થાય છે. અર્થાત મરણ થાય છે. સામરસ્ય સેવનાર શક્તિના પ્રસાદથી કલાદ્ધા અને ભુવનાદ્ધાનું સર્વોત્તમ શોધન કરી શકે છે. અને સુદ્ધાદ્ધા થયા પછી અર્થાત શ્રેયો માર્ગ વિશુદ્ધ થાય પછી સુદ્ધાદ્ધાનાં શિવ શાક્ત સદાશિવ ઇશ્વર અને શુદ્ધ વિદ્યા એ પાંચ તત્વો ઉપર ક્ષેત્રજ્ઞનું અધિષ્ટાતાપણું બને છે. અને ત્યાર પછી તેના શરીરમાં વિલક્ષણ ઓજસ ( બાપજીશ્રીમાં અનુભવાતું તેવું ) પ્રકટ થાય છે.

પરમાત્મા તેવા બ્રહ્મ વર્ચસને સામરસ્ય યોગથી આપણામાં કોઇને પણ પ્રકટાવે એવી તીવ્ર ઇચ્છા છે.

બ્રહ્મરસમાં નિમગ્ન રહેનાર આપને આ કલા યોગ અજાણ્યો નથી પણ ચિંતનાર્થે ચિતરૂં છું.

૫૮ પત્ર પ્રસાદ મળતા ઘણો આનંદ થયો.

શાંતિથી મળવાનો યોગ ન આવ્યો પણ અધ્યાત્મ યોગ અસ્પર્શ યોગ આપણો જાગતો છે.

આજરોજ નિવૃત્ત એ શીક્ષ દિક્ષામાં अमृतिकरण નામનો યોગ વર્ણવ્યો છે, જે નીચ્ચાયા आरुण केतुक अग्नि चयनમાં આરણ્યકમાં આવે છે. તેના ભાવ-શિખરિણી માળામાં ગુંથી આપને એક અષ્ટક રૂપે આ સાથે મોકલું છું તે મંત્ર સાર સ્તુતિ છે; આપનેજ ઐકાન્તિક ચિંતનમાં ઉપયોગી થશે એમ ધારી લખી મોકલું છું કેટલાક મર્મભાવના શબ્દોનું ટીપણ નીચે આપ્યું છે તેથી મંત્રાર્થનો સ્ફોટ થશે બ્રહ્મવર્ચસથી સવિતૃ મંડળવત્ શોભતા આપના મુખારવિંદથી સંબંધમા આવતાજનો પ્રસન્નતા અનુભવ્યા જ કરશે.

---

# અમારી અયોધ્યા પુરી.

## શિખરિણી.

અમે રાચી બેઠા સુખમય અને રમ્ય ભુવને,
રમે વિશ્વેદેવો વળી વસી ઇન્દ્ર ગ્રહને;
અમે ત્યાં સંસારી ગ્રહ પતિ બની યજ્ઞ કરીએ,
લતા રૂપે પાત્નસહ શરીરને વૃક્ષ ગણીએ. ૧

અપત્યોને સ્થાપી પ્રતિનિધી રૂપે યજ્ઞભવને,
અધિષ્ટાતા પ્રેરે અદિતિ કુલના આશ્રમ બળે;
અમારાં આરક્ષો–સુઘટીત તનું સત્વ બળથી,
મરુદેવો ઇન્દ્ર પ્રકટ વળી આદિત્ય ગણથી. ૨

સુધાના સ્રોતોથી પુટ અમતણા નિર્મળ બનો,
વળી બીજાઈને તનું ઘટનને સુંદર કરો;
અમારી આ પુરી દુઃખ રહીતને સુખથી ભરો,
રચ્યા આપો દેવી યમન બળથી અંતર રમી ૩

તમારાં બ્રહ્માંડે ચક્ર ચકિત ભાવે વિલસતા,
સ્વયંભુ રશ્મિઓ રવિ શશિ અને અગ્નિ ગણનાં;
ત્રિ સૃષ્ટિ તે નાડી વ્યુહમહીં રમી દિવ્ય તનુંને,
અમારાં દિપાવો ચિતિ પ્રસરથી જાડ્ય હણીને ૪

ઉઠો જાગો રાચો ભરત ભૂમિના દિવ્ય તનુંજો,
જગાવો આગ્નને સીતળ બનજો સોમ રસથી;
સદા સાથે રાખી અશ્વિણી–મહિષિને યજનમાં,
વળી ત્રિજાકુટે યજ્ઞ સવિતૃભાવે વિલસ જો. ૫

સવિતાના સોભાગ્યમ કિરણ જાળે લપટીને,

બન્યા યોગી ભોગી સુવસન ધરી સ્થૂળ તનું એ;
ઉષાના જેવા થઈ રમણીય અને યૌવન ભર્યા,
તમે દિપી રહેજો ભગવતીતણા યોગબળથી. ૬
વળી આઠે ધાતુ સમ રસબળે ચક્ર બનીને,
નવે દ્વારે દિવ્યે તનું પુરી **અયોધ્યા** બની રહી,
વળી ભીતર જામ્યો ગહન નિધિ ચિંતામણી તણો,
શું આ સ્વર્ગ જ્યોતિર્મય બની રહ્યો લોકતનુંમા. ૭
જનો જે જાણે છે, પુરી અમૃતભાવે પચી રહી.
ખરે તે બ્રહ્માની નગરી ગણી શાંતિથી પરખે;
વળી તેને આયુ ચિર યશ અને પુત્ર સરણી,
સદા દે છે બ્રહ્મા અહદ બળને દૈવત ભણું. ૮

---

## ટીપ્પણ.

૬૦ ૧ વિશ્વાત્મા સ્થૂળનો નિયામક દેવ છે. અનંત દેવ ગણુથી ભરેલો છે, માટે વિશ્વદેવા.

૨ **ઇન્દ્ર**–અંતર્યામિ ઇશ્વર જે પોતાના સ્વરૂપને કરામલકવત જુએ છે. બ્રહ્મત્ત્વને સદા જુએ છે. તેથી ઇન્દ્ર કહેવાય છે. (**इदं अद्राक्षीत्**) બ્રહ્મને પ્રત્યક્ષ જેયું માટે ઇન્દ્ર.

૩ આ પંક્તિમાં શાકત દિક્ષાનું લતા સાધન જણાવ્યું છે. પુરુષ સ્થાણું વૃક્ષ છે. પત્ની લતા અમરવેલી છે.

૪ **ચક્ર** સંસાર યાત્રા.

૫ મરૂત=વાયુદેવ–પ્રાણાધિપતિ સૂત્રાત્મા.
ઇન્દ્ર=અંતર્યામી કારણ શરીરના અધિષ્ટાતા.

**आदित्य**=પ્રત્યક્ષ સૂર્ય મંડળની દેવતા વિરાડાત્મા સ્થૂળ તનુંના નિયામક ન્યાસમાં અંતર્મુખ થતાં આ દેવો પુટોનું રક્ષણ કરે છે.

૬ આ શ્લોકમાં સુધાસ્રવણનો આપ્લાવન નામનો યોગ છે.

**અગ્નિ સૂર્ય** અને **સોમ** એ ત્રણ ત્રૈપુર દૈવતનાં ૩૬૦ કિરણો એક સંવત્સરમાં પ્રસરેલાં રહે છે. તેમાં ૧૦૮ અગ્નિનાં ૧૧૬ રવીનાં અને ૧૩૬ સોમનાં મળી ૩૬૦ થાય છે. તે કીરણો એક અહોરાત્રમાં ૭૨૦ અને સો નાડીમાં ૭૨૦૦૦ બની પેસે છે.

આ સ્વયંભૂ રશ્મિઓ યોગિજનના તનુંના પુટોને **शाक्त** યોગથી પલટાવી નાંખે છે. અને નવી કરણ કરે છે. આને પિંડ બ્રહ્માંડ યોગ કહે છે. અને આગમમા તેને **अमृतिकरण** પ્રક્રિયા કહે છે.

૮–૯–૧૦ अग्नि सोम અને सवितृ એ રહસ્ય દેવતાના સૂચક છે. તે આપને જાણવામાં છે.

૧૧ અમૃતિકરણ થયા પછી તનું ઉષાના જેવું દિવ્ય થાય છે. આને કવચ પ્રાપ્તિ કહે છે.

૧૨ ત્વક રૂધીર માંસ મેદ અસ્થિ મજ્જા શુક્ર અને ઓજસ—એ આઠ ધાતુઓ અષ્ટ ચક્ર સ્થાને છે.

સામાન્ય જીવોમાં આ ચક્રના આરા બગડી ગયેલા હોય છે. તેથી રથ બરાબર નિર્ભયપણે ચલાવી શકાતો નથી ઉપરના યોગથી આઠ ચક્ર સુવ્યવસ્થિત ચાલે છે.

૧૩ મસ્તકમાં સાત અને વાયુ તથા ઉપસ્થ મળી નવ દ્વાર.

૧૪ **अयोध्या**—યોગબળથી બદલાયેલુ તનું સંસાર યુદ્ધમાં ટકી શકે તેવું હોવાથી **अयोध्या** કહેવાય છે, તેનું બીજું નામ અપરાજીતા અથવા બ્રહ્મપુરી છે કોઇથી પરાજય ન થાય તેવી તે નગરીછે.

૧૫ સહસ્ત્રારપદ્મમાં ચિંતામણી ગ્રહમાં સ્વર્ગ લોકનો અનુભવ વર્ણવ્યો છે,

૧૬ ઉત્થાન કાળે પ્રત્યક્ષ ભૌતિક ફળ આ યોગનું વર્ણવ્યું છે સારાંશ ભોગ મોક્ષને આપનાર આ **आरुण केतुक** યોગ છે

પૂર્વના આઠ શ્લોકના અનુસંધાનમાં

દુઃખોને કાપીને હરીણીસ આ દિવ્ય પુરીશું,
વળી આ જે ધાતુ કવચ થકી શોભામય બની;
કદી જ્યાં ના ભીતી લય તણી ગણાએ ભુવનમાં,
ખરે તેથી કહેતા જીત રહીત આ ભવ્ય નગરી. ૯
પ્રવેશી ત્યાં બેઠા યશમય પદે વિશ્વ કરતા,
ત્રિ સૂત્રો જ્યોતિનાં ધરી અજ અને નિર્ભર બની
અવિનાશી ભાવે બ્રહ્મપર પદેભંક રસતા,
જણાવે દેવોને વળી અક્ષર પિંડે સમબળે. ૧૦
ખરે તેની શક્તિ ભુવન મહી વાગ્ભાવ ધરીને,
કરે ગુંજારો ત્યાં વળી પ્રસરતી કોય કલિકા;
પતિને બક્ષીને વ્રત ધરી તપી ચાતક બની,
ઉંચે જ્યોતિ વેધે પીયુષમય આકાશ શશિને ૧૧
વરેલી જેને છે ફૂલ મૃદુગ કુંડસ્થ સ્ફુણિની,
ભલે તેના ચિત્રો મલ રહીત કે ક્લેશમય હો;
અધિકારિ હોવા અનધિકૃત હોવા યજનમાં,
તથા પિતા ઝંખે-જન સુખ-કદી-સ્વર્ગજ તણાં. ૧૨
ત્યજીને દેવીને જન પ્રતિરભાવેજ ભજતા,
કદી તે બ્રહ્માગ્નિ ભજન ફળ આપી ન શકતા;
કણો રેતીનાં જો ભુવન ઘટના આ કરી શકે,

ખરે તો આ ભક્ત સુખ રસ કદી મેળવી શકે. ૧૩
અને આ લોકોનાં વળી સુખ ઘણાં સ્વર્ગ જ તણાં,
તને પામે જે આ અરૂણપુરીમાં મૂહજ રહ્યા;
જણાવે આ ચર્મો સુરસીક કવી ચૌદ પદથી,
ઋષિ કશ્મ નામા ગહન અનુંકારણ્યક મહી. ૧૪

૧ અપરાજીતા નામ છે.

૨ આ શ્લોકમાં ઐં વાગભવ બીજ ક્લીં કામબીજ અને સૌં શાકત બીજનો ધ્વનિ છે

૩ કુંડાલિની શક્તિ પિંડગત ચૈતન્ય શક્તિ ઉત્થાનભાવ પામેલી.

---

## માહેશ્વરયોગ.

૬૬ શ્રી ઇષ્ટ અનુંગ્રહથી અત્ર સર્વ કુશળ છે.

આ સાથે પ્રથમ મોકલેલા આઠ શ્લોકના અનુસંધાનમાં બીજા વધારાના છ શ્લોક શિખરિણી વૃતના મોકલ્યા છે એટલે ૧૪ શ્લોકમાં અરૂણોપનિષદનો સાર આવી જાય છે તેમાંના વિચારો આપને કોઇ રીતે નૂતન નથી પણ હાલના વેદાંન્તીઓ દેહના નવીકરણ સંબંધમાં ઉપેક્ષા ધરાવે છે, તેમને આ ઉપનિષદ બતાવે છે કે દેહ બ્રહ્મપુરીરૂપે જીવન્મુક્તને અનુભવાવો જોઇએ. ब्रह्म देहत्व मापन्नं वारिबुदबुदतामिव એ શ્રુતિ સ્પષ્ટ જણાવે છે કે: જેમ જળ બુદબુદનું રૂપ ધારણ કરે છે. તેમ બ્રહ્મ તત્વજ્ઞના દેહરૂપે પ્રતિભાસ પામે છે.

જ્યારે અલ્પજ્ઞ જીવના દેહ જડરૂપે ચિદ્દર્પણમાં ધાબારૂપ જણાય છે, ત્યારે તત્વજ્ઞના દેહ સુંદર છબી રૂપે તે દર્પણમાં ઉકલે છે બાપજીશ્રીનું તનું બ્રહ્મતત્વમાં પ્રત્યક્ષ પ્રતિબિંબરૂપ હતું એવો આપણો સ્વાનુંભવ છે.

આ સંબંધમાં સુક્ષ્મ વિચાર કરતાં જણાય છે કે જેમ મહા સમુદ્ર નિસ્તરંગ ભાવમાંથી જ્યારે સતરંગ ભાવમાં આવે છે. ત્યારે તેની ક્રમસઃ ત્રણ અવસ્થાઓ અથવા ભૂમિકાઓ થાય છે. પ્રથમ તો જળરાસી માત્ર હાલં ડોલં થાય છે-સભરપણાનું ભાન કરાવે છે આંતર અસાધારણ બળનું અનુમાન ઉત્પન્ન કરે છે. આ ભૂમિકા ન परानंद भूमिका માહેશ્વર દર્શનમા કહે છે. એટલે કે પરમશિવ પૂર્ણાનંદ ભાવથી સભર સ્વાતંત્ર્ય ભાવથી ડોલે છે. જગત સર્જનના નાટયનો પ્રથમ અંક અહીંથી શરૂ થાય છે. પરમ નટી શકિત પોતાના ઉત્સંગમા નટને ધારી જળરાસીને કંઇક ઉંચું રૂપ આપે છે. આ ભૂમિકાને परानंद लाम ભૂમિકા કહે છે. કેમકે તેમાં ચિદાનંદનો રસ ઉચ્છનભાવ ધરે છે, અર્થાત્ લિંગાત્મક બને છે. ત્યાર પછી તે મધ્ય જળ રાશિના લિંગમાંથી ચારે બાજુએ તરંગો ફેંકાય છે અને ક્રમ સઃ તે કાંઠા પર્યંત અથડાય છે આ ભૂમિકાને परानंद प्रोल्लास ભૂમિકા કહે છે, આ પ્રોલ્લાસ ભૂમિકામા ચિદાનંદના તરંગો અથવા શાંભવ મરીચિઓ અનુગ્રહ જનાના ચિત્ત સામે અથડાય છે. જેમ સદાશિવના બાહ્ય શાંભ (અર્થાત બાંભા સહિત શિવલિંગ) પ્રતીકમાં જળાધારીનો કાંઠો હોય છે ત્યાં સુધી શિવલિંગ ઉપર સ્રવતું અભિષેક જળ પવિત્રતા અર્પે છે, તેમ શિવ શકિતના યોગનું સદાશિવાત્મક દ્રવ્ય ( અખંડ આનંદ આપનાર રસ ) છલકાય છે.

અદ્દભૂત છલકાતા બળને શાંભવ શકિતપાત કહે છે અને તે શકિતપાત જેના ઉપર પડે છે તેઓ પશુપાસથી મુક્ત થાય છે.

આ શાંભવશકિતપાત અનુગ્રહના વર્ષણરૂપ પડતા પહેલાં જેમ પ્રત્યક્ષ વૃષ્ટિ ચોમાસાની થવા પૂર્વે તોફાન અને ગાજવિજ થાય છે અને વિદ્યુતશક્તિનો ક્ષોભ થઇ મેઘ તૂટે છે. તેમ અનુગ્રાહ્ય

ચિત્ત ભૂમિ ઉપર પડતા પહેલાં પુર્યષ્ટકરૂપ અંતરિક્ષમાં ભારે ક્ષોભ થાય છે. અને આવરણ કરનાર વાસનાના કાળા મેઘ (વૃત્ર) ભેદાય છે અને શુદ્ધ વિદ્યાતત્ત્વમાથી વિદ્યુતના ચમકારા થાય છે અને શક્તિપાત સુસ્રરો સદાશિવના છલકાતા હવ્યમાંથા પડે છે અને જેમ વિદ્યુત પોતાના મૂળ રૂપમાં પ્રસરી ભેદી પાછી જાય છે તેમ શક્તિ-પાત ચિત્ત ભેદી આત્મચૈતન્યને ઉર્ધ્વગામી. થવાનું બળ આપી સદાશિવમાં ભળી જાય છે અને તે કદી ઓળંગાતો નથી. સદાશિવના બાહ્ય પ્રતિક ઉપરથી સ્રવતા અભિષેકનો રસ જે કુંડમાં જાય છે તેને ઓળંગાય નહીં તેમાંથી માત્ર રસ આગળી ઉપર લઇ માત્ર આ-પણા ત્રણ નેત્રને લગાડી દિવ્ય ચક્ષુ મેળવાય. ઇત્યાદિ પાશુપત ધ-ર્મની બાહ્ય ક્રિયાઓ આ રહસ્યને સુચવે છે.

આવો નિઘ્નતમ શક્તિપાત ઉમા હૈમવતિની કરૂણાવડે ઇન્દ્રદેવને પ્રાપ્ત થયો હતો અને તેથી તેમણે પરમાશિવને સર્વાત્મભાવે વિશ્વમાં પ્રત્યક્ષ અનુભવ્યા હતા એવી શ્રૌત કેનોપનિષદની આખ્યાયિકા છે इदमद्राक्षीत् શિવરૂપે યક્ષને ( પૂજ્ય મૂર્તિને ) તે દેવે આ રહ્યા એમ પ્રત્યક્ષ જોયું માટે इदेन्द्र નામ પડ્યું અને વચલો द રહસ્ય સાચ-વવા ઉડાવ્યો અને તેથી તે ઇન્દ્ર કહેવાયા. આ ઇન્દ્રની પરમ શિવના અદ્વૈત ભાવને જોવાની શક્તિ પ્રાણીમાત્રમાં છે પણ તે માત્રાથી આવૃત છે. इन्द्रो मायाभिः बहुरूपः ઇન્દ્ર માયાવડે બહુ રૂપ થયા એમ શ્રુતિ કહે છે, તે ખરૂ છે. જો ઇન્દ્રાણી યુક્ત થઇએ તો આ-પણે પણ ઇન્દ્રભાવે શિવતત્વને પ્રત્યક્ષ અનુભવિએ.

હઠયોગ અને રાજયોગ કરતાં માહેશ્વરયોગમાં કંઇક ચમત્કૃતિ અધિક છે.

માહેશ્વર યોગ સદા વિભૂતિ સાથેનો હોય છે જ્યારે બીજા યો-ગમાં કષ્ટ અને ગોપીચંદન વીગેરેનો લેપ હોય છે. માહેશ્વર યોગ અસ્પર્ષ ભાવનો છે. ત્યારે બીજા સ્પર્શ ભાવના છે.

અનુકુળતાએ બ્રહ્માત્મભાવનો ઉલ્લાસ કરાવશો.

---

## અધ્યાત્મચિંતન.

૬૨ શ્રીષ્ઠ અનુગ્રહથી અત્ર કુશળ છે આપનું સ્વરૂપ અવગા-હનના મહિમાને જણાવનાર પુણ્ય પત્ર ગઇ કાલે પ્રાપ્ત થતાં અતિવ પ્રસન્નતા થઇ છે.

આ સંસારમાં અધ્યાત્મચિંતન્ન જેવો ઉંચો રસ નથી. વ્યવ-હારના ચિંતનના જે રસ છે. તે કટુ કશાયાદિ વર્ગમાં પડે છે. પરંતુ મધુર રસ્ર તો અધ્યાત્મ ચિંતન્ન અને બ્રહ્મનિષ્ટ નો છે.

**રસોવૈસ:** એમ શ્રુતિ વાકય કહેલું અને વૃત્તિ તે રસનું અવ-ગાહન ન કરે તો વાણી અર્થહીન બોલ્યા જેવું થાય છે, શ્રુતિ અ-થવા મંત્રના સ્વર અને ધ્વનિ સાથે તાત્પર્ય અથવા મંત્રચૈતન્યની સ્ફુર્તિ થવામાં ચિત્તની કળા ચઢીઆતી થવી જોઇએ. ને ચિત્તમાં નવ નવ ઉન્મેષને પ્રકટાવવાની પ્રતિભા ઉદય થવી જોઇએ. આવું પ્રતિભ જ્ઞાન શાંભવ યોગ કરનારને ગુરૂ ઇશ્વરના અનુગ્રહથી સત્વર થાય છે, માહેશ્વર યોગના સ્વરૂપ સંબંધમાં જીજ્ઞાસા દર્શાવી અને તેથી શાંભવ યોગનો વિષય યથામતિ ચર્ચ્યું છું.

યોગ શાસ્ત્રની બે પ્રણાલીકાઓ અનાદિ કાળથી ઉતરી આવેલીછે.

૧ અદ્વૈત દર્શનને અનુસરતી માહેશ્વર યોગની અને (૨) દ્વૈત દર્શનને અનુસરતી હૈરણ્ય-ગર્ભ યોગની. જેમ વેદાંન્તશાસ્ત્રની શિષ્ટ

અને અવધુત એમ બે પ્રણાલીકા છે તેમ યોગ શાસ્ત્ર પણ ગ્રહી અને ત્યાગી એમ બે મુખ્યાધિકારીને અવલંબી રચાયેલું છે.

અદ્વૈત દર્શનને અનુસાર યોગનું મૂળ સ્વરૂપ આદ્ય જયાપતિ શિવશક્તિમાં ગુપ્ત રહેલું સદાશિવના લીલાતનુ દ્વારા પ્રકટ થયું હતું. અને તેનો આદ્ય ઉપદેશ મહેશ્વરે આદ્યશક્તિને કર્યો હતો અને તે રહસ્યનું ભાન સ્કંદને થયું હતું અને ત્યાર પછી જૈગી શવ્યાદ મુનિઓને થયાનું જણાય છે.

દ્વૈતદર્શન ઉપર ઘડાયેલું અર્થાત પુરુષ પ્રકૃતિના ભેદ સિદ્ધાંતને અવલંબી રચાયેલું યોગદર્શન હિરણ્યગર્ભ (બ્રહ્માને) તે પ્રથમ સ્ફુરેલું અને તેનો લોપ થવાથી તેનું પતંજલીએ અનુંસાસન કર્યાનું જાણવામાં છે. હિરણ્યગર્ભનું આદ્ય યોગદર્શન ગ્રંથરૂપે હાલ ઉપલબ્ધ થતું નથી પણ અનુંસાસન રૂપે પાતંજલયોગ નામથી પ્રચલિત છે. આ દર્શનની સાધન શ્રેણી કંઇક સખત અને ક્રિયા યોગને પ્રાધાન્ય આપનારી છે. અને ઘણે ભાગે સંસારનો ત્યાગ કરનારા ચતુર્થાશ્રમી અથવા નૈષ્ટિક બ્રહ્મચારીના પ્રધાન અધિકારનો તે વિષયછે.

ગ્રહીઓનો તે યોગમાં મારા સમજવા પ્રમાણે ગૌણુ અધિકાર છે.

તત્વજ્ઞ અથવા જીજ્ઞાસુ ત્રૈવર્ણિક પ્રજાને સરલતાથી સ્વરૂપની નિષ્ટા અથવા આત્મચૈતન્યની સ્ફૂર્તિ અનુંક્રમે સિદ્ધ કરાવે તેવુ માહેશ્વર યોગદર્શન છે. તે દર્શનનું મૂળ સ્વરૂપ હૈરણ્યગર્ભ યોગની પેઠે લુપ્ત થયું છે તોપણુ શૈવાગમમાં તેના ખંડો મળી આવે છે અને વસુગુપ્ત કલ્લટ ઇત્યાદિ માહેશ્વરોના ગ્રંથોમાં અનુસાસનરૂપે પ્રકટ થયું છે.

આ યોગ કાસ્મીરમાં મહાદેવ નામના ગિરિ ઉપર લગભગ શો સૂત્રોના રુપમાં શારદા લીપીમાં ગંધર્વોએ આલેખેલો જણાય છે. તે સૂત્રો તથા તેના ઉપરની ટીકા અને વાર્તિકો મારા અવલોકવામાં

આવ્યાં છે અને તે ઉપરથી આ દર્શનનું ઊંચું સ્વરૂપ મારા સમજવામાં આવ્યું છે.

ત્રણ હેતુથી આ મહેશ્વરયોગ હૈરણ્યયોગ કરતાં મને ચઢીઆતો જણાયો છે.

(૧) આ યોગ અદ્વૈતસિદ્ધાંતની ઉપર ઘડાએલો હોવાથી તત્વજ્ઞાનની કસોટીએ ટકી શકે તેવો છે.

(૨) ગ્રહીઓથી સુગમતાથી સાધી શકાય તેવો છે.

(૩) ભૂમિકા દ્વૈતદર્શનની નહિ હોવાથી તે અસ્પર્શયોગ કહેવાય છે તેમાં વિરોધાભાસ અલંકાર છે. કારણ કે યોગ કહેવો અને અને સ્પર્શ ન થવો એ પ્રથમ દર્શને વિરોધ છે પણ શિવતત્વના સભર છલકાતા સ્વરૂપને ભેદભાવે નહિ પણ અભેદભાવે અનુભવવાની કળા હોવાથી વિરોધ શમે છે.

આ યોગના ત્રણ ખંડ છે. પ્રથમ ખંડ ઉત્તમાધિકારીને ઉપયોગનો છે. તેમાં શાંભવ ઉપાયનું પ્રતિપાદન છે. અને તેનું બંધારણ चैतन्यमात्मा એ સૂત્ર ઉપર છે. આ ખંડમાં જેમ વેદાંતીઓ નિર્વિકલ્પ અથવા નિસ્તરંગ ચિતિરૂપે બ્રહ્મનું સ્થાપન કરે છે. તેવું શિવતત્વનું સ્થાપન નથી. સામાન્ય જ્ઞાન અથવા નિર્વિકલ્પ ચિતિરૂપ નહિ પણ સામાન્ય તથા વિશેષ ગર્ભિત વિશ્વભાવે ઉન્મુખ થતું. સ્ફુરત્પ્રકાશ શિવ ચૈતન્યનો સ્વીકાર છે. આ ચૈતન્ય જેમ સવિતાનો પ્રકાશ સૂર્યમંડલમાં અંતરિક્ષમાં અને પૃથ્વીના સ્થાવર જંગમ પદાર્થમાં પ્રસરી ત્રણ પ્રકારનો જણાય છે તેમ શુદ્ધ ધ્વામાં મિશ્રાધ્વામાં અને અશુદ્ધ ધ્વામાં રહેલા પાંચ, છ અને પચીશે તત્વોમાં પ્રસરે છે. જ્યારે હૈરણ્યગર્ભયોગમાં પુરૂષ સાથે પ્રકૃતિનાં ચોવીશ મળી પચીશ તત્વનો સ્વીકાર છે ત્યારે આ માહેશ્વરયોગમાં તે પચીશ તત્વો

અશુદ્ધ અધ્વા (માર્ગમાં) ગણાય છે અને તેના ઉપર માયા વિદ્યા કલા રાગ નિયતિ અને કાલ એ ૭ મિશ્ર તત્વો અને શિવ શક્તિ અને સદાશિવ ઇશ્વર અને શુદ્ધ વિદ્યા એ શુધ્ધા ધ્વાનાં તત્વો રહેલાં છે. શાંભવ ઉપાયમાં બળવાન ગુરૂના શક્તિપાતથી જેમ વિદ્યુત્ ભૌતિક મલને કાપે છે તેમ અભૌતિક મલનું ઝટિતિ શોધન થઇ શિષ્યની પ્રજ્ઞા એકદમ પચીશ તત્વ અને તેનાં ભુવનોને ભેદી મિશ્રાદ્ધાનાં. અંતરિક્ષનાં વાદળાં કાપી સુધ્યાદ્ધાના શિવ મંડળમાં પ્રવેશ કરે છે. આ પ્રવેશ કરનારી મતિને પ્રતિભા કહે છે કારણ કે તે મતિ શાસ્ત્રના અભ્યાસથી ઉત્પન્ન થતી મેધા નથી. તેમ ન્યાયાદિના અભ્યાસથી ઉત્પન્ન થતી પ્રજ્ઞાનથી પણ અલૌકિક શાંભવ સંનિકર્ષવડે ઉત્પન્ન થતી શુદ્ધાદ્ધાનાં તત્ત્વો તથા ભુવનોનું પ્રતિબિંબ ધારણ કરે એવી સ્વભાવથી ઝળકતી વૃત્તિ છે. જેમ હાથમાં દર્પણ લઇ જળ સામે ધરવામાં પરાવર્ત ન પામતાં પ્રકાશનાં કિરણો ભીંત ઉપર ચાંદાનો તરવરતો આભાસ ઉત્પન્ન કરે છે તેમ સાધકની વિશુદ્ધ મતિ શુધ્યાદ્ધાના તત્ત્વ-રસમાં પરાવર્તન પામી નવા નવા ઉન્મેષના આભાસને આપણા પુર્યષ્ટકની ભીંત ઉપર પાડે છે.

સામાન્ય કવિઓમાં કળાવિદમાં આવી પ્રતિભાની છાયા આવે છે. પણ તે ચોમાસાની વિજળીની પેઠે-નિમેષમાં લય પામી પુન: ઘન અંધકારને પ્રકટ કરે છે. ત્યારે શાંભવયોગમાં પ્રતિભા સ્થિર સૌદામિની જેવી હોય છે. વિજળીના સ્થિર દીવા જેવી હોય છે.

જ્યારે પ્રતિભા દર્શનની યોગ્યતા સાધકને શાંભવયોગમાં પ્રાપ્ત થાય છે. એટલે તે અભેદદર્શન અને ભેદપ્રદર્શન સત્વર કરી શકે છે. અને વિદ્યાધર અથવા ગંધર્વની પેઠે તે ગુપ્ત છતાં અગમ્ય વા-

ણીમાં આત્મદર્શન કરાવી શકે છે. એક દૃષ્ટાંતથી આ ભૂમિકાનું ચિત્ર આપને ચિતરી બતાવીશ.

વિજળીની બેટરી ઘણા અંતરે મુકેલી હોય છે. ત્યાંથી વિદ્યુત્ પ્રચ્છાદક તાર વડે વિદ્યુત્ શક્તિ કાચના સુંદર ગોળામાં ગોઠવાઇ રહેલા ઝીણા ધાતુના તારમાં ઉન્મુખ ભાવે સ્થિત કરી રાખવામા આવે છે. જ્યાં સુધી બટન આપણે ખસેડતા નથી ત્યાં સુધી ગુપ્ત ભાવે આ વિદ્યુત્ વિદ્યાધરી જેવી રહે છે. બટન ખસેડતાં એકદમ અપ્સરા જેવી ધાતુના ઝીણા તંતુમાં સરી સઘળું દિવ્ય પ્રકાશવાળુ કરે છે. આ પ્રકાશ સ્થિરભાવવાળો હોય છે. અને બેટરી તથા બે પ્રકારના વાહક અને પ્રચ્છાદક તારમાથી ગુપ્તપણે અખંડ ચાલે છે. તેમ શુદ્ધ વિદ્યા તત્વની બેટરીમાં શિવ ચૈતન્ય અભિવ્યક્ત થઇ માયાદિ ૭ કંચુકોમાં અર્થાત મિશ્રાધ્વામાં પેસી પ્રયાતાના ( પુરુષના ) આત્મચેતન્યમા પેસી તેમાં મન ઇન્દ્રિયો-ઉપર અદ્ભૂત પ્રકાશ નાંખે છે. મન ઇન્દ્રિઓ શિવ ચૈતન્યની સ્ફુરત પ્રકાશને ધારણ કરી વીજળીના દીવાની પેઠે તગ તગે છે.

પ્રતિભા દર્શનમાં અને પ્રજ્ઞા દર્શનમાં જેટલો વિજળીના દીવામાં અને કેરોસીનના દીવામાં ફેર છે. તેવો ફેર છે.

હિરણ્ય ગર્ભ યોગ પ્રજ્ઞાનો પ્રકર્ષ કરે છે તોપણ ઋતંભરા પ્રજ્ઞાનો ઉદય સત્વર કરી શકતો નથી. શાંભવ ઉપાયથી પ્રાતિભદર્શન સત્વર થાય છે.

બીજા ખંડમાં શાકત ઉપાયનું વર્ણન છે તેમાં **ચિત્ત મંત્રઃ** એ સૂત્ર ઉપર અમર્યાદ સ્વતંત્ર શિવ ચૈતન્ય નિચેના અદ્ધામાં ઉતરી સમર્યાદ ચિત્તરૂપે બને છે અને તે ચિત્ત મંત્ર વડે વિકાસ પામી પુનઃ ઉર્ધ્વભાવે ચૈતન્યાકાર પામવાનો ક્રમ છે. આ ઉપાયમાં ચિતિ

ચિત્ત રૂપ શી રીતે બને છે. તે ચિત્ત ચૈત્યરૂપ અર્થાત્ વિષયરૂપ કેવી રીતે થાય છે અને તે ચૈત્ય-શબ્દ અને અર્થરૂપે કેવી રીતે બને છે. ઇત્યાદિ ગહન રહસ્યોનું વર્ણન છે. આ મધ્યમ શક્તિપાતવાળાનો માર્ગ છે. અને તેમાં શક્તિના અનુગ્રહથી માધ્યમક ઉપાય છે. તેથી તે શાક્ત ઉપાય કહેવાય છે.

ત્રીજા ખંડમાં **आत्मा चित्तम्** એ સૂત્ર ઉપર મંદાધિકારીના આણુવ ઉપાયનું બંધારણ છે. જે આત્મા ઉત્તમાધિકારી તે ચૈતન્ય રૂપજ છે તેજ આત્મા મધ્યમાધિકારી તે મંત્રદ્વારા ચેતન્યરૂપ પ્રકટ કરે છે અને તેજ આત્મા ચિત્ત રૂપે પ્રકટ થઇ જગદ વિલાસ અ-થવા વિભૂતિને સધાવે છે.

આ પ્રમાણે आत्मा=चैतन्यम्=चित्तम्=मंत्रः એ ચાર પદાર્થો સમાનાધિકરણ વડે એક વાકયાર્થને અખંડૈકરસ પ્રકટ કરે છે.

જેમ સુવર્ણનો કુમ્ભ ભિન્ના સોનાના રસને રેડે છે. એ વાકયમાં અખંડૈક રસ સોનાની ભિન્ન ભિન્ન પ્રતીતિનું ભાન થવાની સાથે સુ-વર્ણના એક રસપણાનું ભાન રહે છે તેમ શિવરૂપ ચેતન જીવરૂપ ( આત્મારૂપ ) તે ચેતન બની શબ્દ બ્રહ્મવડે ચિત્તાકાર થઇ ચૈત્યરૂપ જગત્ દર્શાવે છે, એ મહા વાક્ય શિવતત્વના સ્વયંભૂ સામર્થ્યનું અદ્‌ભૂત વર્ણન કરી સદાશિવમય અખંડ સૌદામિનીને પ્રકટાવે છે.

ધાર્યા કરતાં અધિક વિસ્તાર લેખિનીએ કર્યો છે. પણ આપે માહેશ્વર યોગ સંબંધમાં પ્રશ્ન કરેલો તેથી ચિત્તમાં સ્વાધ્યાયના ફલ રૂપે પ્રવચનનો વેગ આવવાથી વાણીએ મનોભાવો ચિતરી કાઢયા છે.

ચિત્રનો પશ્યંતિવડે આપને જેવું અનુભવાય-તેવું માની લેજો પશ્યંતિ જ ચિત્રના ગુણ દોષને જોવા સમર્થ છે. અને ઉચ્ચ શ્રદ્ધાનાં વિષય સ્થાનો ઉપર આપની પશ્યંતિ ઘડો માંડી પરંબનું દાન કરતી

જણાય તો ઘડો અને દોરડાં આપવાનું પૂણ્ય મારૂ અને પાણી અને વેહેંચવાનું પૂણ્ય ઇશ્વરનું સમજવું.

૬૩ જગતને શુન્ય માનનારા ખોટા છે. જગતને માયામય કહેનારા પણ ખોટા છે; પરંતુ જગતને બ્રહ્મમય જોનારા ખરા છે. આપ તે કોટિના છો અને તેથી સર્વથા વંદ્યજ છો.

૬૪ + + સ્થાનાંતર થવાના ભણકારા મારા સંબંધમાં સાંભળ્યા છે. પરંતુ અદૃષ્ટ સત્તા દૃષ્ટ ભૂમિમાં જે જે પરિણામો લાવે તે જોવાના છે.

વ્યવહાર અને અભ્યુદય તો નિત્ય પ્રાપ્ત જ છે એને અર્થે હવે બળવતી વાસના નથી, માત્ર ચિદ્વાસનાની ધારાની અપેક્ષા છે.

અંતર્યામિ ઇશ્વરના સ્ફુરત પ્રકાશ પ્રતિ જેઓ દૃષ્ટિ નાંખે છે. તેની પ્રતિભા અગમ્ય રહસ્યોને પકડવા સમર્થ થાય છે.

ચકોરજ ચંદ્રમાના સ્ફુરત પ્રકાશ અથવા જ્યોત્સ્નાના બિંબને અખંડ જોયાંજ કરે છે, અને ઇતર પંખીઓ-પોતાનો ચારો અજવાળી રાતમાં ભૂમિ ઉપર શોધે છે. તેજ ન્યાએ બિંબભૂત પ્રભુના જળહળતા સ્વરૂપને કોઈ વિરલ જ અવલોકે છે. હજારો મનુષ્યો માત્ર તેના સામાન્ય પ્રકાશ વડે વ્યવહારજ સિદ્ધ કરે છે. પરમાર્થ ચંદ્રિકાને સ્પર્ષ કરી શકતાજ નથી!! યથાવકાશ બ્રહ્મ સ્ફુરણ કરાવતા રહેશો.

---

## નટરાજનું તાંડવ નૃત્ય.

૬૫ પરમાત્માના સતરંગ અને નિસ્તરંગ સ્વરૂપને કરામલકવત અનુભવનાર આપને આ વિશ્વમાં કંઇ વસ્તુતઃ નૂતન નથી. માત્ર તરં-

ગોના વ્યુહો અને રચના કંઇ નવા નવા ઉન્મેષ જાગ્રત કરે છે અને તે વડે બ્રહ્માનંદનો રસ છલકાય છે. ઘણા વિદ્વાનો બ્રહ્મતત્ત્વને શાંતાત્માનું સ્વરૂપ સમજે છે, પરંતુ તે સ્પંદભાવવાળુ ભરચક આન્દોલન પામતો રસ રાશિ છે. એવું ઘણાજ થોડાના અનુભવમાં આવે છે. જો પરમાત્માના ચિદ્રસમાં સ્પંદકલા ન હોય તો શૂન્યમાં અને ચેતન રસમાં ફેર શો ? બૌધના વિચારમાં અને આપણા આગળ આ પ્રધાન ભેદ છે.

જ્યારે બુદ્ધ ભગવાન વિશ્વને કાંતો વિજ્ઞાનધારારૂપે અથવા શૂન્ય રૂપે સમજે છે ત્યારે આપણા શ્રોત-વિજ્ઞાનવાદીઓ તે તત્વને સભર ચૈતન્યરૂપ સમજે છે. પરંતુ આ બીજા પ્રકારના સમજનારા પણ નિસ્તરંગ શાંત ચિતિરૂપ બ્રહ્મતત્વ છે, એવું માની પુનઃ શૂન્ય પક્ષપાતી જાણે અજાણે થાય છે. ગુરૂશાસ્ત્રના અનુગ્રહવાળા આ ભ્રાંતિને સેવતા નથી. તેમના અનુભવથી જણાય છે કે બ્રહ્મતત્ત્વ કેવળ શાંતભાવવાળુ મસ્ત બળને પ્રકટ કરનાર ભૈરવ જેવું છે અને તે સભર તત્વના વિલાસરૂપ આ વિશ્વ છે. તેનું ભાન સદાશિવના ચિદ્વ્યોમમાં થતા તાંડવવડે નજરાજના વર્તનમાં કરાવે છે.

જેઓને પ્રતિભા છે. તે આ તાંડવ રહસ્યને સમજે છે, જેને કેવળ તર્કશીલ બુદ્ધિ છે. તે આ નટરાજની નર્તન કરતી મૂર્તિમાં મૂર્તિ વિના કંઇ ઉંડુ જોઇ શકતા નથી.

આ નટરાજની મૂર્તિમાં ત્રણ ભાવો મહર્ષિઓએ ગુંથ્યા છે.

તેનો એક પગ ભૂમિને અડયો ન અડયો એવો રાખ્યો છે.

બીજો પગ અડધો વળેલો અંતરીક્ષમાં રાખ્યો છે. અને તેનાં મસ્તભાવવાળાં નેત્રોનું અને ત્રીજા નેત્રનું બહાર નિકળતું જ્યોતિ દ્યુલોક પ્રતિગતિ કરતું દર્શાવ્યું છે. આ ભૂ ભુંવર અને સ્વર્લોકમાં

સ્વતંત્ર વિહાર કરનાર મહા ભૈરવ—નટરાજ પોતાની અંતર્ગત ત્રિપુરા શક્તિને બહિર્ભાવમાં વિશ્વરૂપે દર્શાવે છે. આ જગન્નાટક કરતાં મહેશ્વર ભેદ પ્રસરણ કરતા છતાં અભેદ રસથી વિખુટા પડતા નથી. તે તેમની નૈસર્ગિક અથવા જાતિ સિદ્ધિ છે. તે નટરાજના પ્રતિરૂપ જીવન્મુક્તોને તપોબળથી પ્રાપ્ત થાય છે. આ સંબંધમાં પણ માહેશ્વર-યોગ પાતંજલ યોગ કરતાં ચઢીઆતા સાધનનું ભાન કરાવે છે, એ બાબત સવિશેષ ચિંતન થવા અર્થે નિચેના વિચારો જણાવું છું. ભેદ રાસીમાં રહ્યા છતાં અભેદ સૂત્ર શી રીતે આપણી પકડમાંથી ન જાય આ પ્રશ્નના ઉત્તરમાં સર્વ રહસ્ય સમાયુ છે. મહા સમુદ્રમાં ભારે મોજાંમાં ઉછાળા છતા વહાણ અથવા સ્ટીમર જે લંગરના પ્રભાવથી સ્થાન ભ્રષ્ટ ન થતાં અનંત પ્રાણી અને પદાર્થોને ધારણ કરી વિશ્રામ લે છે, તેમ ચિતિ સમુદ્રમાં પોતાના વિશાળ ચિત્તરૂપ નૌકાને લંગર લગાડી અનંત ચૈત્યોને અર્થાત દ્રશ્ય સમુહને ધારણ કરતા છતાં વિશ્રામ ભૂમિએ રાખી શકાય છે. આ પ્રભાવ લંગરનો છે અને ઉંડાણમાં ભૂમિ સ્પર્ષ કરી વળગી સ્ટીમરને પકડમાં રાખે છે. ત્યારે આ સમુદ્રના ઉંડાણમાં કઇ ભૂમિને આપણે વળગવું અને કયા લંગરનો આશ્રય લેવો એજ વિચારવાનું અવશેષ રહે છે.

મોટાની ચેષ્ટાથી નાનાએ શી રીતે વર્તવું તે સમજવાની નીતિ છે તેજ નીતિનો આપણે આશ્રય કરીએ.

મેં આપને એક વખત લખ્યું હતું કે સુર્યબિંબ વિરાડાત્માનું હૃદય છે. સર્વ સ્થૂળ પ્રપંચ અથવા બ્રહ્માંડનો હૃદયસ્થાને સૂર્યમંડલ છે. એ મંડલનો આ મંડલના અસાધારણ મોટા સ્વરૂપને આપણે ભૂલોકવાસી થાળી જેવડા બિંબરૂપે જોઇએ છીએ અને તે બિંબમાં મંડળની સઘળી ચમત્કૃતિ સમજવાની યોજના પરમાત્માએ રાખી છે.

આ સૂર્યબિંબ પોતાના ઉપરના ભાગમાં પ્રસરતા જ્યોતિ જાળને ક્રિયા શક્તિથી કિરણવડે લોકલોકાંતરમાં ફેલાવે છે. પરંતુ આ બિંબમાં ગુહા અથવા પોલાણ છે. જેને સૂર્યનાં ધાબાં કહે છે. આ ગુહા આપણને પ્રકટ અપ્રકટ થતી ઝળકતી જણાય છે, તે ગુહામાં અનંત ઐશ્વર્ય અને શકિત છે. જેના પ્રેરણબળથી જ્યોતિ જાળ ગ્રહ ઉપગ્રહોને પ્રકાશ આપે છે.

---

## હૃદપદ્મ સ્વરૂપ.

બ્રહ્માંડના પ્રત્યેક શરીરમાં આવું નાનું બિંબ હોય છે. જેને હૃદપદ્મ કહે છે. તે પદ્મની અંદર કર્ણીકામાં પોલાણ હોય છે, તેને યોગીજનો હૃગુહા કહે છે. રૂધિરાભિસરણના તે ગુહામાં થઇને જવાના અને બહાર નિકળવાના ક્રમમાં તે ગુહાદ્વારમાંથી રુધિર ચૈતન્ય જ્યોતિને લઇ જા આવ કરે છે. તે પદ્મની આગળ પાછળના પ્રદેશને પુરીતત કહે છે આ પ્રદેશ સૂર્ય બિંબના કોરોના અથવા કિરણ જાલ જેવો છે અને જેમ દીવસના અવધિએ સૂર્ય રશ્મિઓ સંકોચ પામી તે જાળમાં આવી ઠરે છે તેમ આપણી સુષુપ્તિના સમયે ચિદ્રશ્મિઓ સંકોચ પામી આ પુરીતતમાં આવી ઠરે છે, તેથી સંધ્યાસમયે લોક લોકાંતરનો પ્રકાશ બંધ થાય છે. તેમ આપણા અભિમાનીનો પણ જગત્ વ્યવહાર સાધક પ્રકાશ-બંધ થાય છે. સૂર્યબિંબનું બાહ્ય પટલ કિરણોના સંકોચનું સ્થાન છે. અને ગુહાને કિરણોનું પ્રસારક બળનું સ્થાન છે એજ ન્યાયે પુરીતત્ વિજ્ઞાન રશ્મિઓનું સંકોચ સ્થાન છે અને હૃદ ગુહા તે રશ્મિઓના પ્રસારતા પ્રેરક બળનુંસ્થાન છે આથી યોગીજનો ચિત્તનો સંયક્ષ અર્થાત્ વૃત્તિઓના પ્રસારણને સંકેલી ધક્ષાવ પ્રથમ પુરીતતમાં અને પછી હૃદગુહામાં કરે છે. જેઓ પુરી

તત્માં લાવી અટકે છે તેઓ સામાન્ય જનોની પેઠે સુષુપ્તિ સુખ અનુભવે છે. જેઓ હૃદયગુહામાં લાવી ઠરે છે તેઓ સમાધિ સુખ ભોગવે છે. વિશ્વ નાટયનો આ પ્રસાર અને સંકોચ નટરાજ સૂર્યબિંબ વડે આપણને નેત્રના ઇંગીતથી સુચવે છે જેઓ ન સમજે તે કટાક્ષના રહસ્યભાવવિનાના જડ મનુષ્યો છે, સમજે છે તે સહૃદય છે. આ કારણથી માહેશ્વરયોગમા કહે છે કે હૃદયવ્યોમમાં ચિત્તનો સંકોચ કરવાથી દ્રસ્ય જગત લય પામે છે, એટલું જ નહી પણ અદસ્ય જગત વિલશે છે. જ્યારે પાતંજલદર્શન હૃદયમાં સંયમ કરવાથી ચિત્ત સંવિદનું ભાન થાય છે એટલું જ વર્ણવે છે ત્યારે માહેશ્વરસૂત્ર દશ્ય સ્વરૂપ દર્શન બતાવે છે. અર્થાત દશ્યવિલાય છે એટલું જ નહીં પણ તત્ત્વદર્શન થાય છે એમ જણાવે છે.

હૃદગુહાના વ્યોમને જે સમજે છે તે બ્રહ્માંડના સૂર્યબિંબના વ્યોમને લંઘરના સ્થાનરુપ સમજી શકે છે. પુરીતત ખુંટી છે, હૃદગુહાનું વ્યોમ લંઘર છે અને સૂર્યબિંબનું ગુહાની અંદરનું વ્યોમ તે લંઘર લાગવાની ભૂમિ છે. સુષુમ્ણાનું રશ્મિ વહાણનું સ્થૂળ શરીરને પુરીતત્ સાથે એક છેડે અને સૂર્યબિંબ સાથે બીજે છેડે જોડનાર દોર છે આ સંબંધમાં સંયમ કરી દોષ હોય તો જણાવશો.

૬૬ + + તમારૂ પત્ર મળ્યું × તમને ૬૦ મા વર્ષનો પ્રવેશ જાણી પ્રસન્નતા થઇ શ્રી ઇષ્ટ કૃપાથી તમને દિર્ઘાયુષ્યની પ્રાપ્તિ થઇ રહેશે–શ્રી ઇષ્ટપ્રતિ યાચના છે.

તમારી વિદ્યમાનતાની પરાર્થમાટે સર્વ સાધકો માટે ખાસ આવશ્યકતા છે અને શ્રી ઇષ્ટ તમારા શરીરને નિરામય રાખી દિર્ઘ સમય સુધી તમારાદ્વારા થયા છે તેમ હવે પછી પણ ઉત્તમ કાર્યો કરાવવાનો યોગ આણશો જ.

૬૭ જેમ સ્વભાવસિદ્ધ પ્રજ્વલિત અગ્નિ ધૂમથી આવૃત્ત થાય તેમ નિરામય ચૈતન્ય જ્યોતિ વ્યાધિમય ધુમથી ઢંકાય છે. પરંતુ ધુમ અગ્નિજન્ય છે તેમ શરીર પણ બ્રહ્મજન્ય છે. બ્રહ્મનો જ અક્ષરનો જ ક્ષર પરપોટો છે, પ્રાણીઓ તેને સ્થાઇ પદાર્થ માને છે પણ તેના આત્મભૂત તત્ત્વભાવને જોતા નથી, સભર ભરેલા બ્રહ્મતત્વમાં નિમગ્ન રહેનાર આપ નિજાનંદ લહરિથી આપ્લાન્વિત હશો.

---

# ગાયત્રી રહસ્ય

જે દેવતા ભૂત હ્રદે વિરાજે, જે દેવતા વાગ્ર હ્રદયે વિરાજે;
તે દેવતા ગાન વડે ભજાતાં, ગાયત્રીરૂપે ઋષિઓ પ્રબોધે.
તે દેવી રક્ષા કરનારી સાચી, અંતર બહિર વ્યાપક થઇ જનારી
પૃથ્વીતણા આત્મપદે પ્રવેશી, ભૂતાત્મિકા બાહ્યચરિ ગણાતી.
અંતશ્વરી થઇ પુરુષે પ્રવેશી, હ્રદપદ્મ વાસે મહીમા જણાવે
પ્રાણો તણાં સૂત્ર ગુંથે હ્રદે રહી, ચતુષ્પદા ષડ્ વિધ ભાવ પામી
ત્રિપાદ માયામય સૌ જણાવી, પ્રચ્છન્ન રાખે નિજ કાન્ત જ્યોતિ.
અંતઃશ્વરી બાહ્યચરી પ્રભુની, શક્તિતણા વ્યાપક મર્મ જાણે,
તે પૂર્ણરૂપે જગમાં ગણાશે, લક્ષ્મીતણા ઓઘથી નહિ હણાશે.

---

## ટીપણ

(૧) ગાન કરનારનું ત્રાણ એટલે રક્ષણ કરે છે માટે ગાયત્રી કહેવાય છે એનું નિર્વચન ૭ પંક્તિમાં છે.

(૨) ચિચ્છક્તિરૂપ ગાયત્રી પૃથ્વી આદિ ભૂતોમાં પ્રવેશ પામી બાહ્યચરી લોકોમાં "બહુચરી" નામથી પ્રસિદ્ધ થાય છે. શરીર

હૃદય અને પ્રાણમાં પ્રવેશ પામી ખંતશ્વરી તંત્રોમાં "કુલ કુંડ-લિની અથવા "કુલસુંદરી" નામથી ઓળખાય છે.

(૩) ગાયત્રી મંત્રના ૭ ૭ અક્ષરના ચાર પાદવાળી તે ચતુષ્પદા ગણાય છે અથવા પ્રસિદ્ધ ગાયત્રી મંત્રમાં **परोरजसेसावदोम्** એ ચોથો અથર્વ વેદનો પાદ ઉમેરવાથી આઠ આઠ અક્ષરનો ચાર પાદ થાય છે.

વળી ૧ વાણી ૨ ભૂત ૩ પૃથ્વિ ૪ શરીર ૫ હૃદય અને ૬ પ્રાણ એ ૭ ઉપાધીમાં પ્રવેશ પામી षड् વિદ્યા થાય છે પૃથ્વી, જળ અને તેજ એ ત્રણ આદ્યપાદ ગાયત્રી મંત્રના આઠ અક્ષરના ત્રણ ખુલ્લા પાદ માત્રામય છે.

(૪) સંસારરૂપ મહાસરોવરમાં શરીરરૂપ કમળના છોડ ઉપર આવેલા હૃદપદ્મની કર્ણીકામાં બેગી આ અદ્ભુત માયા દેખાડનારી નાગ કન્યા કમળ પુષ્પના કેસરો અર્થાત પ્રાણરૂપ તંતુઓની જાળ ગુંથે છે અને તે પડે **परोन्द्विवा** પ્રભુના ભિતર રહેલા મહિમાને ઢાંકે છે. તે મહિમા **परोरजसे सावदोम्** એ મંત્રના ચોથા પાદમાં આને હાર્દ આકાશમાં છે અને **गायत्री**નું **तुरियपद** પણ કહે છે.

(૫) ગાયત્રી રહસ્યને જાણનાર ઉપાસક પૂર્ણ થાય છે, એટલુંજ નહી પણ તેની **શ્રી** કદી પાછી પડતી નથી.

---

૬૯ + + આપનો આભપ્રાય જગતમાં સત્ય નિષ્કપટ દયા ધર્મ એ દૈવી તનુંઓમાં સિદ્ધજ હોય છે.

૭૦ દેહ સંબંધમાં ભય ચિંતા ધરવી એ પ્રાપ્ત. વિવેકીને યોગ્ય જ નથી.

૭૧ બ્રહ્મ ચિંતન્ન કરતા પ્રસન્ન હશો.

આ જીવો અલ્પજ્ઞ અને અલ્પ શક્તિવાળા છે, છતાં તેમનામાં પણ વસ્તુતઃ ઇશજ વિરાજી રહ્યા છે. તેથી તેમના બળની પ્રેરણાથી સાધકનું કાર્ય સર્વથા વિજયી થાય. એવી ઇચ્છારૂપ સંકલ્પોને જીવો અંતઃસ્થ શ્રીઇશપ્રતિ યાચનારૂપે નિવેદન કરે છે.

૭૨ ભરદ્વાજ, કશ્યપ, ગૌતમ, ત્રિ વસિષ્ટ, વિશ્વામિત્ર, જમદગ્ન એ સપ્તર્ષિ છે.—

પ્રેમ પાંચ પ્રકારનો હોય છે.

શાત, વાત્સલ્ય, મધુર, સખ્ય અને દાસ્ય,

૭૩ શ્રી ઇષ્ટ અનુંગ્રહથી આ બાળ વૃદ્ધ સર્વ કુશળ છે. દરીયા કાંઠે એક નાના સવડવાળા મકાનમાં બંદર ઉપર નિવાસ છે, અને સમુદ્રનાં અખંડ દર્શન અને સૂર્યોદય અને સૂર્યાસ્તની પાવન પ્રતીતિ થાય છે. ગયા સોમવારે નિકળ્યા પછી આંતર તથા બાહ્ય દવા બંધ છે.

શ્રીઇષ્ટેચ્છા છેતો પ્રકૃતિ પોતાની સ્વાભાવિક સ્વસ્થતાને આ સાત્વીક ઉપાયોથી પ્રાપ્ત કરી લેશે. * *

## સાંભવ આવેશ.

૭૪ જેવો સાંભવ આવેશ ઉપયોગી છે તેવો આણુવ આવેશ પણ ઉપયોગી છે, અને એનું અનુંસંધાન શાક્તઆવેશ કરે છે, પિતા તથા પુત્રનું અનુંસંધાન માતા છે. શિવ તત્વનો આવેશ ઘણા ઉંચા પ્રદેશમાંથી જાણે ઉત્પન્ન થઇ. તેનાં આંદલનો છ કંચુકોમાં થઈ પ્ર-કૃતિ અને તેનાં પરિણામી ત્રવિશ તત્વ જાળમાં પ્રસરે છે. પરંતુ શુદ્ધ વિદ્યા તત્વનું ભૂવન અથવા હીરાનું લોલક છે કંચુકોના અવધિએ—ઘડાયેલું હોય. તો તેમાં તે શાંભવ આવેશ પરાવર્તન પામી પ્રકૃતિ

અને તેના પરિણામી તત્ત્વોમાં ચૈતન્ય ચમત્કાર કરે છે. શાંભવ યોગિઓ પોતાના મસ્તક ઉપર ચંદ્રકળા નિચે આવુ સુંદર લોલક નિલમણિનું લટકતું બાહ્ય રાખે છે. અને તે ભીંતરના કંટસ્થ ઇન્દ્રનીલનું સૂચક છે.

શિવ તત્વના આવેશનું પરાવર્તન ચંદ્રના મધ્યસ્થ શાકત મંડળમાં થઈ ઇન્દ્રનીલ દ્વારા પ્રકૃતિ અને તેની તેવીશ વિકૃતિમાં ઉતરે છે. પ્રત્યેક કિરણને ઉપાસકના સ્થૂળ અને સુક્ષ્મ ઉપાધીના અણુંઓને સતેજ કરે છે. અને આ આવેશને અણું આવેશ કહે છે. જીવન ઘટનાનો આ ક્રમ છે.

આ યોગિમાં પણ છે. યોગિમાં પણ છે આ યોગીને ગોચર નથી. તેથી તથા ઉદય અને અસ્ત ઉપર કર્મપાસ લાગેલા હોવાથી તેનું અંકુશ નથી. યોગીજન પાસે આ શિવના આવેશની કલા ભુવન ભેદી કેવી રીતે હોઇ શકે તેનું ભાન હોય છે, તથા તે સાથે પાશ સાથે અંકુશ મુદ્રા હોય છે તેથી શક્તિદ્વારા માતૃકા બીજ દ્વારા અણુંમાં શિવ ચેતન પ્રવેશાવી શકે છે. શિવચેતન ઘણે પ્રસંગે કોસેટામાં પડી રહેલા પતંગને પોષે છે. એમ પણ પોષણ કરે છે, ભાંગી તોડી નવ સર્જન કરવું એ શિવ સ્વભાવ છે. આથી

भावा भावकारं कला सर्गकरं रेवं मे त्रिद्रुस्त जहुस्तनुम्

એ શ્રુતિ પ્રમાણે પંચભૂતના ભાવોને અને અભાવોને ઉત્પન્ન કરી વિચિત્ર શાકત કળાદ્વારા ભુવનના અણુંઓને રચી સ્વરૂપભૂત શિવને ઓળખનાર આ દેખાતા દેહને કોશેટા જેવું ગણી ત્યજે છે. આવા નિર્મળ અને અજર અમર શિવ દેહને ધારણ કરનાર શબજેવા ભૂત માત્રાના દેહમાં કોઇ રીતનું મમત્વ ધરતા નથી.

૭૫ × × મંગળ મહુર્ત જાણી આનંદ થયો.

શ્રી ઇષ્ટેચ્છાથી એ મહુર્ત તેનું પરમ ઉત્કર્ષક થાય અને તે દ્વારા વિપુલ અર્થ સિદ્ધિનો અનુભવ થાય એજ પરમાત્માને યાચના અને અંતરની અભિલાષા. એ શુભ કાર્ય થયાના સમાચાર અનુંકુળ-તાએ જણાવશો.

ભાઈ + + પ્રસન્ન હશે એમને હસ્તે યશ રેખા છે. અને તેઓ યશસ્વી નિવડયા છે. આ કાર્ય પણ તેમના દ્વારા યશ પ્રદ થાય એજ ઇચ્છા—

---

## પંચાગ્નિ વિદ્યાનું રહસ્ય.

૭૬ શ્રી ઇષ્ટ અનુગ્રહથી પ્રકૃતિ સ્વસ્થતાને પ્રાપ્ત કરતી ચાલી છે. સ્થૂળ દેહ આરોગ્યને સત્વર પ્રાપ્ત કરી શકશે.

આ બધા દૃષ્ટ ઉપચારો થયા છે. અને થાય છે. પરંતુ અત્ર આવ્યા પછી મેં જે અદ્રષ્ટ પ્રયોગ આરંભ્યો છે. તે આપના મન-નાર્થે લખું છું.

આપને મેં પ્રથમ વાર્તા અગાસીમાં બેશી કરી હતી—

आत्तित मासि, अंच्युंतमासि, प्राण शं सित मासि ।

એ ત્રિવિધ ચૈતન્ય રસના પ્રબોધક મંત્રોનો પ્રાતઃ મધ્યાન્હ અને સાયંકાળે જપ યથાશક્તિ કરૂં છું અને સુતાં સુતાં પંચાગ્નિ વિદ્યાનું રહસ્ય ચિંતવું છું. આપ જાણો છો કે–ચરાચર જગત અગ્નિ તથા સોમ–રૂપ છે.

શિવ તથા શક્તિરૂપ છે. અગ્નિ તત્વ અથવા શિવ તત્વ પાંચ પ્રકારે આપણા પિંડમાં અને બ્રહ્માંડમાં નિચે પ્રમાણે સ્થાન કરી રહ્યુંછે.

| પિંડમાં. | બ્રહ્માંડમાં. | ઉપાસ્ય અગ્નિનું નામ. |
|---|---|---|
| ૧ ગ્રહણીમાં એટલે મોટા આંતરડામાં (પૃથ્વી તત્વ પ્રધાન) | ૧ કાષ્ટ પાશાણરૂપ વિષયોમાં | ૧ પાર્થિવાગ્નિ (ભૂલોકમાં) |
| ૨ અસ્થિ પંજરમાં (જળ તત્વ પ્રધાન) | ૨ સમુદ્રનું જળ જેમા તરે છે તેવા પૃથ્વીના ગોળના પંજરમાં | ૨ વાડવાગ્નિ |
| ૩ મૂળાધાર અથવા પાયુ ઇન્દ્રિયમાં (તેજ સ્તત્વ પ્રધાન) | ૩ પૃથ્વીના ભીતરના સાત પાતાળમા | ૩ કાલાગ્નિ |
| ૪ હૃદયાકાશમાં (વાયુ પ્રધાન) | ૪ અંતરિક્ષમાં ( ભુવરમાં ) | ૪ વૈદ્યુતાગ્નિ |
| ૫ મૂર્દ્ધામા (આકાશ પ્રધાન) | ૫ સ્વર લોકમાં ( સ્વરમાં ) | ૫ સૂર્યાગ્નિ |

આ અગ્નિતત્વ અથવા શિવતત્વ પોતાના સ્વભાવ પ્રમાણે દ્રવ્યને બાળે છે ભાંગે છે. અને તેના બાળવા ભાંગવાના પ્રમાણમાં સોમતત્વ શાતિ આપે નહીં તો દેહ પિંડ અને બ્રહ્માંડ નાશ પામે છે અથવા રૂપાન્તર અથવા જન્માતરને પામે છે. તો પિંડનું અથવા બ્રહ્માંડનું જન્માન્તર કર્યા વિના રૂપાન્તર કરવું હોય અથવા પુનઃ દેહની ઉત્પતિવિના નવીકરણ કરવું હોય તો સોમતત્વને અગ્નિનું સાંત્વન કરે તેવા પ્રમાણમાં અભિમાનીએ પ્રકટ કરવું જોઇએ. આ પાંચ અગ્નિનું સાંત્વન કરે તેવા સોમ રસ પણ પાંચ પ્રકારના જણાયછે.

૧ પાર્થિવાગ્નિનું સંતર્પણ—અન્ન રસ કરે છે.

૨ વાડવાગ્નિનું સંતર્પણ—પાન રસ કરે છે.

૩ કાલાગ્નિનુ સંતર્પણ—પ્રાણ રસ કરે છે.
૪ વૈદ્યુતાગ્નિનું સંતર્પણ—બુદ્ધિ રસ કરે છે.
૫ સૂર્યાગ્નિનું સંતર્પણ—વિદ્યારસ કરે છે.

બ્રહ્માંડ દેહમાંથી આપણા પિંડને ઉપયોગી અન્નરસ આપણે મેળવી લેવો અને સ રહસ્ય તે રસ ગ્રહણ કરી પાર્થિવાગ્નિ શાંત પડે છે. તેથી મહાદેવજીના ઉપર અભિષેક કરતા હોઇએ એવી ભાવના કરવી. લીલાંફળ તથા શુદ્ધ જળવડે વાડવાગ્નિનું સંતર્પણ તેજ રીતે કરવું.

**अश्विन मसि**—એ મંત્ર બોધિત પ્રાણ રસવડે કાલાગ્નિને શાંત કરવો એટલે કાલાતિક્રમણ અભિમાની કરી શકે છે.

શુદ્ધ મહત્ અથવા બુદ્ધિના સાર વડે વૈદ્યુતાગ્નિનું સંતર્પણ કરવું અને योऽसात्रा दित्ये सोसावहम् એવા અહંગ્રહરૂપ અસ્મિતા દ્રવ્યના રસ વડે સૂર્યાગ્નિનું સંતર્પણ કરવું. અગ્નિ સંતર્પણના આરંભમાં अमृतोपकरणमसिस्वाहा

अमृतपि धानमसि स्वाहा

એ મંત્ર અર્થસહિત ભણવા. આ પ્રમાણે કરવાથી જાણે અગ્નિ તથા સોમની વિષમતા પિંડની દુર થઇ શામ્યભાવ પ્રકટે છે અને દેહનાં ઘટક અણુંઓ પોતાના અધ્યક્ષના હિતાર્થે પ્રવૃત્ત થઇ રાણીની પાછળ ભરછક રચાઇ રહે અને મધુને જરૂર પડે તો દ્રવવા દે તેમ દેહનું આરોગ્ય થઇ શકે છે.

આ અદ્રષ્ટ ઉપચાર અથવા ઉપાસના મને ઘણી સત્વર ઉપકારક થઇ છે અને તે એકજ અઠવાડીયામાં બ્રહ્માંડનો ઉપકાર ખરો, સ્થાનાંતર અને હવા ફેરનો પણ ખરો પરંતુ આ અદષ્ટ ઉપચારે સત્વર ફેરફાર કર્યો જણાય છે.

પરમાત્મ ચિંતન્ન કરતા આપણા સ્વાભાવિક શૈવ તનુની અ-જરામરતા નિહાળતા તથા આ ભૌતિક શરીરની વિકૃતિ તટસ્થપણે નિહાળતા શ્રીઇષ્ટ વૈભવમાં મગ્નજ હશો.

## દીર્ઘાયુષી થવાનો ઉપાય.

૭૭ શ્રીઇષ્ટ અનુગ્રહથી અત્ર કુશળ છે.

આપનું કૃપા પત્ર પહોંચ્યું મારૂ પરમ દિવસનું પત્ર અગ્નિવિદ્યા તથા સોમવિદ્યાના પ્રયોગનું આપને મળ્યુ હશે. એ પંચાગ્નિવિદ્યા તથા પંચ સોમરસના સમયોગથી ઉત્પન્ન થતા દેહના સામ્યનું સ્વરૂપ આપને સમજાયુ હશે.

આપણા દેહના આરોગ્ય અને દિર્ઘાયુષ્ય સંબંધમાં જે સર્ગનો તે દેહ છે. તે સર્ગના સ્વાભાવિક ગુણનું અજ્ઞાન હોવાથી ઘણાઓ અણઘટતા અને અયોગ્ય ઉપચારો વડે જાણે તે સર્ગના સ્વાભાવિક ગુણોને વટાવી દઇ અજરામર થઇએ. એવી દુર્વાસના સેવે છે. પ્રકૃતિના સર્ગમાં જે જે ગુણનો ઉત્કર્ષ થાય, તે તે દ્રવ્યાનુંસારી જ થાય છે દ્રવ્યનો અન્યથા ભાવ થતો નથી.

અન્યથા ભાવ કરવો હોય તો સર્ગાન્તર થાય અથવા યોન્યંતર એટલે જન્માંન્તર થાય. પાંચ પ્રકારનો તર્યક સર્ગ એક પ્રકારનો મનુષ્ય સર્ગ અને આઠ પ્રકારનો દેવ સર્ગ હોય છે. તેમાં પશુનો, સર્પનો, મચ્છનો, પક્ષીનો અને પ્રેતનો એવા પાંચ પ્રકારના સર્ગ મનુષ્ય યોનિમાં આવનારને તો પ્રથમ વટાઇ ગયેલા હોય છે, તેથી તે તે યોનિની મનુષ્ય યોનિમાં કોઇ કોઇ વાસના જાગે ત્યારે જાણવું કે તેતે યોનિના ભોગનો અનુશય ચિત્તાશયમાં રહ્યો છે અને તે પકવ કરી નાશ

કરવો જોઇએ. તેવી રીતે મનુષ્ય દેહમાં જન્મ્યા છતાં મનુષ્ય યોનિમાં સફલ ન થઇ શકે એવી અસાધ્ય વાસનાઓ જાગે ત્યારે જાણવું કે આપણામાં પિતૃયાનમાં ઉતર્યા પછીનો પ્રાચીન પુણ્યનો અંનુંશય છે, અથવા દેવયાનમાં કોઇ સંકેત પ્રમાણે અથવા અદૃષ્ટ વિશેષ વડે તે તે વાસના ઉર્ધ્વ લોકના આપણા નૈસર્ગિક નિવાસની જાગે છે.

૧ બ્રાહ્મ, ૨ પ્રાજાપત્ય, ૩ ઐન્દ્ર, ૪ યામ્ય અથવા પૈત્ર્ય, ૫ ગાંધર્વ, ૬ યાક્ષ અથવા કુબેર લોકની, ૭ રાક્ષસ અને ૮ પૈશાચ આ આઠ સર્ગની વાસનાઓ મનુષ્ય સર્ગથી ચઢીઆતી શક્તિ ધરાવનારી હોવાથી દિવ્ય ગણાય છે. મનુષ્ય સર્ગ અને તર્યગ યોનિ સર્ગ ભૂલોક અને તદંતરસ્થ સપ્ત પાતાલમાં વાસ કરનારો છે. જ્યારે ગાંધર્વ, યક્ષ, રાક્ષસ પિશાચ ભુવર્લોકમાં વાસ કરનારો છે.

યામ્ય સ્વર્લોકમાં વાસ કરનાર, ઐન્દ્ર મહર્લોકમાં, પ્રજાપ્રત્ય જન લોકમાં, બ્રાહ્મ તપ લોકમાં અને સાક્ષાત વિરાડાધિપતિ સત્ય લોકમાં વાસ કરે છે.

મનુષ્ય સર્ગમાં જન્મેલા પરંતુ મહર્લોક, જનલોક, તપલોક અને સત્ય લોકની વાસનાવાળા આપણે કેટલાક શ્રેયસ્સાધકો છીએ.

કોણ કયા લોકના અનુંશયવાળા છે તે તો તે તે સાધકના અંતરાત્મા જાણે, પરંતુ આ સાધકો ભૂલોકમાં વસતા છતાં સ્વરથી પર ચાર લોકની વાસના દેહાંતર પરિણામ થયા વિના સિદ્ધ થયેલા જોવા ઇચ્છે છે. સામાન્ય રીતે આ અસાધ્ય સિદ્ધિ કહેવાય. કારણ કે કર્મ વિપાક અમુક યોનિની અથવા જન્મની ભોગ સિદ્ધિમાં અપેક્ષા રાખે છે તોપણ ત્રિવિપાક કર્મ સામાન્ય નિયમ છે અને એક વિપાક કર્મ અપવાદ રૂપ છે. જન્માંતર વિના માર્કંડેયને ચીરંજીવીત્વ અથવા દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થયું હતું. પરંતુ તે અપવાદ પણ સામાન્ય

નિયમની સિદ્ધિ કરે છે. જે ઉપાસના માર્કંડેયે કરી હતી તેવી ઉપાસના કરનારને કાલનું અતિક્રમણ એકજ દેહમાં પ્રયોજન પુરતુ થઈ શકે છે.

કાલાગ્નિ રૂદ્રની ઉપાસનાથી ઇતરાના ( इ એટલે કાલ તેને તરનારી मगा સ્ત્રી ) પુત્ર મહીદાસ વેદર્ષિને ૧૧૬ વર્ષનું દીર્ઘાયુષ્ય ત્રણ અરિષ્ટો વટાવી પ્રાપ્ત થયું હતું. ઐતરેય મહીદાસને ( મહી–પૃથ્વી તેનો પુત્ર એટલે પાર્થીવતનું ધારણ કરતા ઋષિકાલાતિક્રમણ કરનાર માતાના અનુગ્રહ પ્રભાવથી દીર્ઘાયુષ ધારણ કરી શકયા હતા. ) ત્રણ પર્વમાં અરિષ્ટ યોગ પ્રાપ્ત થયો હતો. એક ચોવીશ વર્ષના અવધીએ, એક ત્યાર પછીના ૪૪ વર્ષે અને ત્યાર પછીના ૪૮ વર્ષે થયો હતો. એમ ૧૧૬ વર્ષ પર્યંત તેમણે પોતાના જીવન સમયે અથવા દેહયજ્ઞને બ્રહ્માત્મજ્ઞાનના ઉદય પર્યંત ટકાવી રાખ્યો હતો અને તે યજ્ઞ રહસ્ય ઐતરેય મહીદાસે ઘોર આંગિરસને આપ્યુ હતું અને તે આંગિરસે દેવકી પુત્ર શ્રી કૃષ્ણને પ્રાયણ સમયે આપ્યું હતું અને સ્વેચ્છાથી દેહ સ્થિતિ દેહ ત્યાગ અને પુનરુત્પાદન—

अक्षित मसि अच्युत मसि–प्राणसंशित मसि ।

એ ત્રણ જપ્ય મંત્રોવડે સૂચવ્યું હતું.

આ સ્વેચ્છાથી દેહ સ્થિતિ, દેહ ત્યાગ અને પુનરૂત્પાદન થયું. એ કર્મ વિપાકના સામાન્ય નિયમનું અતિક્રમણ છે કારણ કે પ્રાણીઓનાં જન્મ આયુષ્ય અને ભોગ કેવળ કર્માધીન અને કાલાધિન હોય છે. જ્યારે આ વિપાકો ભોક્તાની ઇચ્છાને અધિન હોય છે.

બંને વિપાકમાં અંતર્યામી પ્રેરક છે, પરંતુ બીજા વિપાકમાં સત્ય કામ ભોક્તા હોવાથી અંતર્યામિ દેવ માત્ર સહાયક થાય છે.

જ્યારે પ્રથમ વિપાકમાં તે કર્મ અને કાળના નિમિત્તોને અનુકૂળ રહી ફળ પ્રવર્તાવે છે.

આ એક અગમ્ય કર્મ વિપાકનો ભેદ છે જેનો યોગિજનો ઉપયોગ કરી શકે છે.

મનુષ્ય સર્ગનું પરિપક્વ આયુષ્ય ૧૦૦ વર્ષનું માને છે. પરંતુ ઐત્રેય મહીદાસ ૧૧૬ નું માને છે, આ વેદર્ષિનું મંતવ્ય ઘણા ઉંડા અનુભવ ઉપર રચાયેલું જણાય છે. ૨૪+૪૪+૪૮ આ સંખ્યાંક મર્મ વાળા છે. મનુષ્ય દેહના પગથી માંડી મૂળાધાર પર્યંત સપ્ત પાતાળનાં કેન્દ્રો મેરૂની શિસ્તમાં આવે છે, અને મૂળાધાર ઉપર ભૂર્લોકનું બાહ્ય કેન્દ્ર છે. મૂળાધાર ચક્ર આગળ મનુષ્ય દેહની પ્રતિષ્ટા છે, તે પુચ્છ સ્થાને છે. મૂળાધારથી સ્વાધિષ્ટાન પર્યંત ભૂવર્લોક સ્વાધિષ્ટાનથી મણિપુર પર્યંત સ્વર્લોક, મણીપુરથી અનાહત સુધી મહર્લોક, અનાહતથી વિશુદ્ધ પર્યંત જનલોક, વિશુદ્ધથી આજ્ઞાચક્ર સુધી તપોલોક અને આજ્ઞાથી બ્રહ્મરંધ્ર પર્યંત સત્ય લોકનાં કેન્દ્રો રહેલાં છે. તે તે લોકનાં દ્વાર અત્ર રહી ઉઘાડવાં હોય તો આ પિંડના તે તે કેન્દ્રનાં બટનો દબાવવાંજ પડે છે. આ કારણથી વિદ્વાનોનું સૂર્યમંડલ લોકદ્વાર છે અને અવિદ્વાનનું તે ઢાંકવાનું દ્વાર છે એવું શ્રુતિ કહે છે તે અક્ષરસઃ સત્ય છે.

હવે જેઓ—ભૂર્લોક ભુવર્લોક અને સ્વર્લોકનો ભેદ કરી ગયા હોય છે તેમને અનાહત, વિશુદ્ધ, આજ્ઞા એ ત્રણ ચક્રોનો વેધ શેષ હોયછે.

અનાહતનાં દ્વાદશ સૂર્યના શુક્લ કૃષ્ણ પક્ષના બે ભેદવડે ચોવીશ વર્ષ આદિત્યના પ્રાતર્યજ્ઞનાં ગણાય છે. વિશુદ્ધનાં પરાવર્તન પામેલી સોમચંદ્ર કળાના ઉલટા સુલટી ૩૨ છાયા તથા પ્રકાશ કળામાં દ્વાદશ પ્રાણપદ સૂર્યનાં રશ્મિઓ ઉમેરીએ તો ૪૪ કળા થાય

અને તે ૪૪ વર્ષ માધ્યંદિન યજ્ઞની સમાપ્તિ થાય, ત્યાર પછી તે ૪૪ માં આજ્ઞાચક્રની બેદળની શિવશક્તાત્મક યુગલની ઉલટસુલટી છાયા પ્રકાશાત્મક કળા ઉમેરીએ તો ૪૮ કળા સાયં યજ્ઞની થાય. આ પ્રમાણે મનુષ્યના પૂર્ણ જીવનના યજ્ઞમાં ૧૧૬ કલા એટલે ૧૧૬ વર્ષ થાય.

પછી ખંડીત થાય તો ૧૧૬ માસ ૧૧૬ દીવસ ૧૧૬ અહોરાત્ર ૧૧૬ ઘટી વિગેરે આયુષ્યનું ખંડન થાય છે.

મનુષ્ય દેહ માતાના ગર્ભમાં પાકે છે. તે ભૂપ્રષ્ટ અને સ્વર લોકનાં સંધી કેન્દ્રો વચ્ચેજ પાકે છે. ગર્ભાશયનો વિકાશ તથા સંકોચ મૂળાધારથી મણિપુરચક્ર પર્યંત (નાભિસ્થાન પર્યંત) થયાં કરે છે તેથી આપણે **अमृतस्य नाभामाविव** જાણે અમૃતની નાભિમાં પાકીએ છીએ એમ શ્રુતિ કહે છે. કેટલો ઉંડો મર્મ ? મૃત શરીરી આપણે અમૃતકુંપીમાં સત્ય લોક પર્યંતનાં દર્શન કરવાના વ્રત અને દીક્ષા સહીત અવતરીએ છીએ, પરંતુ વ્રત અને દીક્ષા ભંગ કરી આપણે જીવનયજ્ઞનું પ્રાતઃ સંવન (૨૪ વર્ષનું) કરતા નથી. તો ત્યાર પછીનાં ૪૪ નું માધ્યંદિન સંવન ક્યાં ? અને ત્યાર પછીનું ૪૮ વર્ષનું સાયં સંવન ક્યાં કરીશું.

આપણા મનુષ્ય યજ્ઞો વચમાં ખંડીત થાય છે, એ શોચનીય છે. ઉત્તર લોકમાં કેન્દ્રો આ જન્મમાં ઉઘડે અને ત્યાર પછી સ્વેચ્છાથી ૨૪ માસ કે ૨.૩ ઘટી કે ૨૪ ક્ષણ પર્યંત જીવાય તો તેમાં કંઇ હાની નથી, પણ સવાસન ઘસડાવું એ કર્મના પવનમાં તણાવાનું છે તેમાં મોક્ષબળ નથી પણ બંધનું શાસન છે.

૭૮ * બુદ્ધિમાન મહા પુરુષો દુખના બળથી કંપાયમાન થતા નથી પણ મૃદુ અને શાંત રહેતાં ઉત્સાહ ધારણ કરે છે ઉત્સાહ

વંત પુરુષો જગતમાં અતિ દુષ્કર કાર્યને વિષે પણ કદી અકળાતાનથી

૭૯ + + तपोर्थमायु તપને અર્થે જ આયુષ્ય ઈષ્ટ છે, નહિ તો તે ભાર ભૂત અને પાપપોષક છે.

આ દ્રષ્ટિ ઉઘાડી જુઓ કાશ્મીર લાનોલી વિગેરે હવા ખાવા જાય તેઓ તો ખરા પણ બાકીના તો .ઉદરં ભરિ मोघंपार्थ सजीवति મિથ્યા પેટ ભરી પાપ પુંજ કરવા જીવે છે ! !

આપણી જીવન વાસના મરણ ભયને લીધે ટકેલી નથી પરંતુ તપસિદ્ધિને અર્થે છે.

આ ભેદ કોણ મર્મજ્ઞ સમજશે ?

૮૦, × × ચિ + એ નવા ઘરમાં ધર્મ કર્મ કરી વાસ કર્યો તે સર્વોત્તમ થયું છે. તમારા તથા શ્રી * ના આશીરવાદથી તેનુ કલ્યાણજ થશે. તે ઘરનો વાસ તેને યશસ્વી અને તપસ્વી બનાવે એમ ઇચ્છું છું.

૮૧ * * તે કહે છે કે મનુષ્યમાં એવું એક અંતર્યામિ તત્વ રહેલું છે જેનું પ્રથક્કરણ થઇ શકતું નથી અને સઘળા મોટા વિચારકો આ જોઇ શક્યા છે આ અંતર્યામિ તત્વ એ આપણું અંતઃ પ્રજ્ઞાવાળું મન છે, એની ભાષા એ શબ્દ બ્રહ્મ છે.

૮૧ આપણો પિંડ અને બ્રહ્માંડના સામ્યને જેવું માગીએ છીએ જેટલા વેગથી અને બલકે તેથી પણ અધિક વેગથી લિંગાત્મા અને પરમાત્માનું સામ્ય મેળવવા તલ પાપડ થવું જોઇએ.

સુર્ય ભગવાન પોતાના ગોલકમાં સામ્ય ઉપરાંત અંતઃસ્થ હિરણ્યમય પુરુષ " ના સામ્યને અધિક ઝંખે છે.

આપણે જ્યારે તેના સુષુમ્ણ (સુખ આપનાર નાડી) સુષુમ્ણ રશ્મિને બ્રહ્મરંધ્ર દ્વારથી પકડતા થઇશું, ત્યારે જેમ કરોળીઓ–લાંબા તાર વડે નિચે ઉતરી પુનઃ સ્વેચ્છાથી કેન્દ્રગામી થઈ સુખે નિવાસ કરે છે. તેમ આ ભૂલોકના ક્ષુદ્રપિંડમાં ઉતરી આવ્યા છતાં એક નિમેષવડે આદિત્ય મંડળસ્થ પુરુષને આત્મરૂપે ઓળખતા થઈશું.

આ તાર સુષુમ્ણ નાડીનો બ્રહ્મરંધ્ર દ્વારથી "ઘોરઆંગિરસ" મુનિએ દેવકી પુત્ર કૃષ્ણને પકડાવ્યો હતો. અને તેથી જ તે "બંસી-નાદ" કરતા પુર્ણાવતારી વિષ્ણુ તરીકે યદ્યાપિ પૂજાય છે.

વેદ કાળમાં અથવા બ્રાહ્મણ સમયમાં મારા તમારા જેવા સામાન્ય જન તરીકે કૃષ્ણ ઓળખાયેલા, પરંતુ અંગોના ઘોર રસના સ્વરૂપને (પ્રાણોને અંગોનો રસ તે તે અંગોનો દાહ કરી નવાં નવાં અણું અણુંઓને સચેતન શરીરમાં પડે છે એ વિદ્યા જેને મળી તે घोर आंगिरस ऋषि થયા હતા) જેઓએ અઘોર એટલે મંગળભાવે

आक्षितं मसि, अच्युतमसि, प्राणसंशित मसि ।

એ જપ મંત્રોવડે ઓળખાવ્યો તેના અગાધ જ્ઞાન ગાંભિર્યમાં સ્નાન કરવામાં અને કરાવવામાં હું બ્રાહ્મણનું ધર્મ કર્મ સમજુ છું.

પ્રિય શ્રી! દીર્ઘાયુને ઇચ્છનારા આરોગ્યને ઝંખનારા ક્ષુદ્ર મનુષ્યો અગ્નિ તથા સોમનો યોગ કરે છે તેઓ પણ અન્ન અને પાનને લે છે. અને સ્થૂળ શરીરનું ભરણ પોષણ કરે છે. પરંતુ તેઓ ઘોર રસમાંથી અઘોર રસ ઉત્પન્ન કરી શકતા નથી.

સાપને દુધ પાનાર જેમ વિષને પકવે છે તેમ અશુદ્ધ અદ્ધાનાં ચોવીશ તત્વોમાં રચી પચી રહેલા પચીસમા પુરુષને જેઓ અઘારિ રસો વડે પોષે છે. તેઓ ખરી રીતે વિષ્ટાના જીવોની પેઠે માત્ર

પોષાય છે. અને અન્ય ભોક્તાના ભોગ્યજ બને છે. જેવી રીતે આ-ફુસની કેરીનું આપણે ભક્ષણ કરી આપણા શરીરને પોષીએ છીએ. તેમ અશુદ્ધ અદ્ધાના શરીરીઓ પોતે આખાને આખા અન્ય શરીરીઓના ભોગ્યજ થાય છે, જેઓને અદ્ધાના ઉપર રહેલા શુદ્ધ દ્ધાનાં તત્વો પ્રાત દૃષ્ટિ કરી પોતાનું અઘોરતનું અથવા ભૂવન રચતા નથી, તેઓ જડ કીડા જેવા છે, પરંતુ કુશળ કરોળીઆ જેવા સ્વ-સ્થાનને તાર વડે ઝટપટ મેળવી બેસનારા નથી.

આંગીરસ મુનિએ જે રસને આત્મારૂપે ઓળખાવ્યો છે. તે ભૌતિક સમુદ્ર અથવા સરોવરના જળ જેવો ક્ષિત એટલે ક્ષય પામી સુકાય તેવો નથી. (अक्षित રસરૂપ છું) વળી તે પારાના જેવો રસ નથી. કે ઢળી જાય અથવા ખસી જાય (च्युत ઢળી ગયેલો अच्युत ન ઢળી જાય તેવો સર્વત્ર ફેલાયેલો વિષ્ણુ રૂપ) તેવો નથી, પણ अच्युत છે. ક્ષય ન પામે તેવો અને ઢળી ન જાય તેવો આ જીવન રસ વનસ્પાત અને પ્રાણી વર્ગમાં અથવા જાતિમાં પ્રસરેલો છે. પરંતુ તેણે જ્યાં સુધી વ્યાક્તરૂપ આયતન એટલે ઘર મેળવ્યું નથી, જ્યાં સુધી તેણે ભુવન ઘડી વાસ કર્યો નથી, ત્યાં સુધી તેનું જીવન કર્મના વેગથી ધક્કે ચાલતા ધુળના વંટોળીયા જેવું છે, પરંતુ સૂર્યના સ્વેચ્છા વિહારિ સ્વતંત્ર ભ્રમણ રૂપ નથી. કર્મ પરતંત્ર અને સ્વેચ્છાતંત્ર રસયોગ प्राण शंसित કહેવાય છે. તરવારની ધાર જેમ ઝીણી હોય તેમ આ પ્રાણાત્માનો જીવન રસ તીવ્ર તત્વરૂપ છતાં જીવનના વૈભવને પ્રકટાવનાર છે. અગ્નિમય છતાં સોમાત્મક છે. મિશ્ર દ્રવરૂપ છે. જેમ બે હાઇડ્રોજન અને એક ઓક્ષીજનના અણુંના યોગથી મિશ્ર જળતત્વનું અણું કે ઘડાઇ દાહક શોસક ગુણ ધર્મો પ-લટાઇ-સીતલ અને ધટક દ્રવ્ય રચાય છે તેમ અજર અમર ચૈતન્ય

રસ-પણ ( અમિત તથા અચ્યુત રસ ) જરા મરણવાળા દેહમાં ભુવન રચી શરીરી બને છે. જેમ કાર્બન હીરાનું રૂપ પકડી કોલસાની ખાણમાં સ્થપાઈ કોઇ રાજાના મુકુટમાં મણિરૂપે વિરાજે છે તેમ કોઇ પુણ્ય યોગે જરા મરણવાળા દેહમાં પ્રાણ સંશિત થઇ એટલે પ્રાણવડે ઝીણો ધારવાળો થઈ જીવન રસનો કણ સ્થિર બની, કોઇ ગોલકના અધિપાતના મુકુટમાં અથવા સાક્ષાત વિરાડાત્માના મસ્તિષ્કમા સાયુજ્ય ભાવે રહે છે, આ રહસ્ય યોગ જીવન રસનો કોણે કર્યો હતો ? ઘણાએ કર્યો છે ઘણા કરે છે. પણ તેના મર્મને ઉકેલનાર કોયડાને સમજનાર થોડા છે.

મંત્રવિત્ નારદને ન જણાવાથી આત્મવિદ સનત્ કુમાર જેઓ સ્કંદ રૂપે અવતર્યા હતા તેમને આ ચૈતન્યરસનો કોયડો ઉકલ્યો હતો. મંત્રદ્વારા આત્મા ઉઘડ્યો હતો. શી રીતે ? પુરાણના કોયડાની અગમ્ય ભાષા ઉકેલવાથી પુરાણ કહે છે કે—" શિવજીએ કામદાહન કર્યા પછી તારકાસુર જાગ્યો, ત્રિભુવન તેના નામથી તપ્યું-કામનું પુનરજીવન કરવા સતી હિમાચળને ત્યાં પુત્રી રૂપે થયાં અને તેમણે ઉમાદેવીનું રૂપ ધર્યું. તેમણે તપ વડે જ્ઞાનમય આલોચનવડે શિવજીનું ત્રિજુ સળગતું નેત્ર શાત કર્યું. પરણ્યાં અને દંપતિએ કુમારને પ્રકટ કર્યા. ને કુમારદેવ સેનાના નાયક થયા. અને તારકાસુરને દેવોએ હણ્યો. વળી કહે છે કે આ કુમારનો જન્મ અયોનિજ હતો. પાર્વતીથી શિવવીર્ય ધારણ થઇ શક્યું નહી, છ કૃતિકાએ તેમને ઝીલ્યુ, છ મુખે તેમને ધવડાવ્યા તેથી તે ષણ મુખ કાર્તિકેય થયા, મૂળ માતાએ તેમને પોતાના બાળક તરીકે ઓળખ્યા પરંતુ પાર્વતીએ પોતાના દેહમળમાંથી ઉત્પન્ન કરેલા ગણપતિ પ્રતિ પક્ષપાત કરી બે સ્ત્રીઓ પરણાવી. ઋદ્ધિ સિદ્ધિ વાળા કર્યા તેથી મયુર ઉપર વાહન

કરી પૃથ્વી પદક્ષિણા કરી આવનાર કાર્તિકેયને ક્રોધ ચઢયો અને હજુ પણ તેઓ સ્ત્રી જાતિપ્રતિ રોષ કરી અવળે માંઢે ક્રોંચ પર્વત ઉપર રહ્યા છે.

આ ગાથામાં શું શું પુરાણ વિદ ગુંથ્યું નથી? મંત્રવિદ આત્મવિદ થાય તો ગુંથણી સમજાય. શિવરસ શાક્તરસ સાથે સમભાવે મળે. ત્યારે બે ફળ પ્રકટે, એકતો અધો રેતસ્ત્વના ફળ રૂપે ઇન્દ્રિય ગણોનો અધ્યક્ષ, ભૂત માત્રાનો પતિ "ગણપતિ" જન્મે. કોઇ દેવાદિવર્ગમાં અથવા મનુષ્ય વર્ગમાં દેહ ધારણ કરી જન્મ થાય.

પિતાની ઓળખ થોડી રહે, પૃથ્વી માતાની ઓળખ વધારે રહે. આ પુત્ર માતૃપક્ષ પતિ થાય પણ ધર્મવિદ હોવાથી અભ્યુદય ભાગી થાય, ઋદ્ધિ સિદ્ધિવાળો થાય. પૃથ્વીના મર્મોને શોધે, ભૂચરી વિદ્યા મેળવે મૂષક વાહન થાય. નીચે જોઇ "અણો રેણીયાન" તત્વને શોધે.

બીજુ ફળ ઉર્ધ્વરેતસ્ત્વનું અખંડ કૌમારવ્રત ધારણ કરનાર સ્કંદાવતારનું થાય ને ભૂત માયાને પંચભૂતોના અણુંઓને ન શોધે પણ શુદ્ધ અધ્વાના શિવશક્તિ સદાશિવ ઇશ્વર અને શુદ્ધ વિદ્યાની ભાવ માત્રાઓને महतो महियान् ને શોધે. તે પિતૃ પક્ષપાતિ થાય. તે ખેચરી વિદ્યા સેવે તે મુસક ઉપર ન બેસે પણ આકાશના ઘન ગર્જનથી સામો કેકારવ કરનાર રંગ બેરંગી મયુર ઉપર બેસે. તે ગણપતિની પેઠે મૂળબંધ વડે અપાન શોધન ન કરે, પરંતુ કુમારની પેઠે જાળંધરબંધ વડે પ્રાણ શોધન કરે અને સ્વર્ગસ્થ અમૃતની વૃષ્ટિ પડે તેને ઝીલી લઇ અજરામરતાના મર્મને ઓળખે. ને સહસ્રદળ પદ્મમાંથી પડતા રસને સોમાખ્ય ચક્રમાં ઝીલી પરાવર્તન કલાવડે વિશુદ્ધચક્રમાં સોમરસને ઉતારે અને અનાહતચક્રથી ઉંચી દષ્ટિ તથા કંઠ કરી કેકારવ કરે.

હૃદયાકાશમાં રસ ઉતારી લાવે પણ અનાહતથી નીચેનાં કેન્દ્રોમાં જીવનરસને વ્યર્થ ન ગુમાવે. માતપિતાના સામ્યવડે શિવશક્તિના યોગવડે બિંદુ વિસર્ગરૂપ પકડે. દ્રવરૂપ થઇ તેમાં ગર્ભ બિંદુ તરે તેથી સ્વરની સોળ માતૃકાઓના ઉદય પછી એટલે વિસર્ગાત્મક સકાર–(નો આદેશ સકાર થાય છે.) થયા પછી બિંદુ+વિસર્ગાત્મક=હંસઃ (અનુસ્વાર + વિસર્ગ) થઇ कं જળબીજમાં સૃષ્ટિ ક્રમ શરૂ થાય, પરંતુ સોમાખ્ય દ્રવ્યમાં આકાશાત્મક ભાગ છે તે ભાગ ન ભૂલાય. તેથી खं બીજમાં સ્કંદ અવતરે અને પ્રાણ બીજરૂપે (હલ્લેખારૂપે હૃદયમાં (આ ગુહામાં રહ્યા हृदिअयम) આવે અને કેવળ જળ નહિ કેવળ ભૌતિક આકાશ નહીં પણ સચેતન પ્રાણમય અજરામર શિવઃશક્તાત્મક કુમાર છું એવો બળવાન કેકારવ અનાહતચક્રમાથી ગગનભેદી કરે, તે स्कंद કોઇથી ન ડબાય તેવો બળવાન "શિવકુમાર" થાય. प्राणांच कंच खंच ब्रह्म એ સ્કંદ વિદ્યાનો મંત્ર આગિરસ વિદ્યા સાથે (अक्षितमसि, अच्युतमसि, प्राणसंशित मसि) જેઓ જોડી સમજે છે, તેઓ અન્નમય દેહના આરોગ્ય તથા આયુષ્ય સાથે પ્રાણમય, વિજ્ઞાનમય અને આનંદમય આ આયુષ તથા આરોગ્યને સિદ્ધ કરી શકે છે, નારદ પ્રભુનું મન છે તે મંત્રવિદ્ છતાં આત્મવિદ્ ન હોવાથી સ્કંદ પાસે પૂર્વાવતારમાં સનતકુમાર અવતારમાં ભૂમાનું બ્રહ્મતત્વનું રહસ્ય શિખવા ગયું હતું. ત્યારે કેવળ બ્રહ્મવિદ્યાને શિખ્યું હતું. પરંતુ વિશિષ્ટ બળવાળી "હાર્દ આકાશની પ્રાણવિદ્યા શિખ્યું ન હતું તે વિદ્યા સ્કંદાવતારમાં જૈગીષવ્યાદિ મહર્ષિઓએ મેળવી હતી.

ઇતિહાસ પુરાણ વિના ઉપનિષદો વંધ્ય સ્રી જેવાં છે. સગર્ભ છતાં ઉપનિષદોના કોડ અથવા દોહદનો ઇતિહાસ પુરાણ પુરી શકે

તેવા કોડ પુરાયા વિનાનાં સગર્ભા સ્ત્રીનાં બાળકો પણ નિર્માલ્ય પાકે. તેવું વેદવેદાંતનું અધ્યયન પ્રસંગે ઘણાને વાંઝીયું અને ઘણાં ને નિર્માલ્ય પ્રજવાળું નિવડે છે. મને તો ઇતિહાસ પુરાણ મંત્રશાસ્ત્ર વિગેરે એક રહસ્ય શાસ્ત્રના કોયડા લાગે છે. ત્રણ રૂપમાં દેખાય એવી છબી દૃષ્ટિ કોણ બદલાવાથી ત્રણરૂપે દેખાય નહીંતો એક રૂપની લાગે તેવી રીતે અધિભૂત અધિદૈવ અને અધ્યાત્મરૂપવાળી આપણી રહસ્યમય જીવનવિદ્યા છે. શ્રી ગુરુદેવનો અનુગ્રહજ દૃષ્ટિ કોણ કેવો રાખવો એ જણાવે છે

૮૩ આગમાપાયી વિશ્વના સ્વરુપને ઓળખનાર તે પ્રાપ્ત વિવેક પુરૂષ સત્વર સ્વરૂપ પ્રતિષ્ટત થઇ જશે જ.

૮૪ પોતે આ હું છું એવું જાણતા હોવાથી ઇદં દ્ર એટલે ઇન્દ્ર થયા. તેવી રીતે બાપજીશ્રીના વાસ્તવ કુમાર પણ છે સેનાની પણ છે આ મર્મો સર્વ દેશ કાળમાં લાગુ પડતા શાશ્વત નિયમો છે. અને તે સર્વ વ્યક્તિઓને સમાન હકથી પ્રાપ્ત થઇ શકે તેવા છે. તેથી ઇન્દ્ર બદલાય પણ ઇન્દ્રાણી બ્રહ્મપ્રતિષ્ટા ન બદલાય એવો ભાવ પરા પૂર્વથી ચાલ્યો આવે છે.

૮૫ × × મારા પત્રો માત્ર નવરા મનમાં નખોદીયાં જેવા લાગે, પરંતુ સંસારીક રસ પણ ઉદ્દિપન વિભાવથી જાગે છે. મરચાં આદિનો અન્નાદમાં રસ ઉત્પન્ન કરવા શીવાય બીજો કંઇ ઉપયોગ નથી. તેમ મારી વાણી પણ માત્ર આપના અંતસ્થ અંતર્યામીના સ્વાભાવિક અસંસારીક શિવરસને ઉદ્દીપન કરવા પુરતી જ છે. ઉપયોગી છે બાકી તેમાં પોષક ગુણ નથી સ્વરૂપના અનાદિ અનંત વૈભવ ને અવલોકતા પ્રસન્ન હશો.

૮૬ × × પ્રિયભાઇ

તમોને આ પ્રતિકુળતા જણાય છે પણ ચિત્તને સ્વસ્થ કરી દુર્બળતાવાળી મતિનો ત્યાગ કરવો.

૮૭ નષ્ટાર્થ પુરૂષને તેનો નાશ પામેલો અર્થ ઉદ્યોગ વિના પ્રાપ્ત થતો નથી અને તે પ્રાપ્ત કરવા માટે જેને ઉત્સાહ છે તે પુરુષ જ બળવાન જાણવો. ઉત્સાહના કરતાં ઉત્તમ બીજુ બળ કંઇજ નથી માટે ઉત્સાહી પુરુષને ત્રણે લોકમાં કશુંજ દુર્લભ નથી. ઉદ્યોગમાં ઉત્સાહ રાખનારા પુરૂષો કદી અકળાતા કે મનોભંગ થતા નથી. માટે ઉદ્યોગમાં ઉત્સાહનો આશ્રય વિજય અર્પે છે. કૃતાત્મા અને મહાત્મા એવા તમારા આત્માને શું તમે જાણતા નથી ! ! !

नमोऽहं पदार्थाय, लोकानां सिद्धि हेतवे

सच्चिदानंद रुपाय शिवाय परमात्मने

વશ્ય ધાતુ–કાંતિના અર્થમાં અત્યંત રૂપવાળો વસિ થયો તેથી અવળો शिव

વશ્ય કાંતૌ પશ્યક કશ્યપ વત સુરેખ સુરંગ્ક સ્વયંપ્રકાશ સૌંદર્ય અને પ્રકાશ આહંપદનો શુદ્ધ અર્થ તેજ शिव

शिवोहं એ સહજ બોલાય પણ બીજી રીતે તે મેળ ન આવે.

---

## મનની ત્રણ શાખા

૮૮ મનની ત્રણ શાખાઓ છે એક આપણું રોજનું વિચાર કરતું બાહ્ય મન બીજુ તેના અંતરગત સ્વપ્નાવસ્થાવાળુ મન અને ત્રીજુ તેનાથી ઉંડુ દિવ્ય મન.

આ ત્રીજા મનની શાખાએ પહોંચવું કે જેથી તાત્કાલિક પરિણામો પ્રકટાવી શકાય.

દરરોજ બે વખત અડધો અડધો કલાક સંયમમાં બેસવું. એકજ સ્થળ એકજ આસને સમાન સિરસ ગ્રીવા અને પીઠ રાખી બેસવું. મસ્તકને બરાબર ઉન્નત અને સહજ આગળ નમતિ મુદ્રાવાળુ રાખવું. પૃષ્ટ વંશને સમસ્થિતિ ઉપર રાખવો. નેત્રને બંધ રાખવા અને જ્યાં સુધી અસંત વેગથી વિચાર કરવાની શક્તિ મેળવી શકો નહીં ત્યાં સુધી નીચેનાં વાકયો સાત વાર મંદ સ્વરે ઉચ્ચારજો. સાતવાર દીર્ઘ શ્વાસ અથવા સાત પ્રાણાયામ કરી શરીરને શર્વાંશે શીથીલ કરજો અને નીચેની ભાવના કરજો.

૧ હું સમરસ જીવન રસથી ભરાયેલી શક્તિના સમુદ્રમાં તરૂછું.

૨ આ શક્તિ મારા દેહના પ્રયેક ભાગમાં તગતગે છે.

૩ હું આ શક્તિનો અવરોધ કરતો નથી અને તેનો વિસર્ગ થવા દઉંછું.

આ વાકયોના ઉચ્ચાર પછી ઘણા શાંત થઇ જજો અને ફરીથી ઉચ્ચારજો કે મેં મારૂં દ્વાર બંધ કર્યું છે !

આ પ્રકારે ઉચ્ચાર કર્યાં પછી કોઇપણ પ્રકારનો વિચાર તમારા મનમાં પેસવા દેશો નહિ. અને પછી મનમાં ઉચ્ચારજો કે હું ઉંડે જાઉ છું. જાણે કોઇ ખાણમાં ઉતરતા હો તેવી રીતે ભાવનાથી ઉંડે ઉતરજો અને તેમ ઉતરતાં ઉતરતાં મણિપુરચક્રના પ્રદેશમાં અટકજો અને ત્યાં નિચેનાં વાકયો મનમાં સ્ફુરાવજો.

૧ હે! જીવ તું શાંત થા અને જાણ કે હું પરમેશ્વર છું.

૨ હું સદ્દરૂપ છું.

૩ હું પૂર્ણ છું.
૪ હું પૂર્ણ જીવનરૂપ છું,
૫ હું પૂર્ણ આરોગ્ય છું.
૬ હું પૂર્ણ સુખરૂપ છું.
૭ હું પૂર્ણ વિજયી છું.
૮ હું જે જે ઇચ્છું તેને સિદ્ધ કરૂં એવો છું એ સમજવાનો પ્રયત્ન કરજો. આ હું છું ( सोऽहं ) એ પરમેશ્વરનું વાચક નામ છે અને પરમેશ્વરનો સ્વર છે અને પરમેશ્વર જ તમારા દ્વારા એ શબ્દ બોલે છે આ પરમેશ્વર તમારા મગજમાં સહસ્રદલ પદ્મના ઉંચા શિખર ઉપર રહેલા છે અને જ્યારે તમે પરમેશ્વરમાં સાયુજ્ય ભાવથી ડુબો છો ત્યારે તમે જે ઇચ્છશો તે પ્રાપ્ત કરી શકશો.

૮૯ અહં—હું એ અવ્યય છે એ સિદ્ધાંત સાચો જ છે અને એ આત્મા જ છે. એ નિઃશંક છે તેથી જરાએ ભેદ નથી.

૯૦ શ્રી ઇષ્ટના અનુગ્રહથી અત્ર કુશળ છે + ÷ પ્રકૃતિ સંબંધમાં કંઇ ચિંતા કરવા જેવું નથી, સમુદ્ર તટે શ્રીઇષ્ટચિંતન કરી પ્રાણબળની જમાવટ કરીશું.

મારા ઇન્દ્રજાળ જેવાં પત્રો કદાચ ઇન્દ્રવારણાના ફળ જેવાં રૂપાળાં લાગે પરંતુ તેમાં ધુમાડાં વિના કંઇ નહિ એવી પ્રતીતિ થવાના ભયથી મૌન ધર્યું હતું. મારા વિચારોમાં આપને રસ પડે છે. તેથી કંઇક વર્ણ વૈચિત્ર્ય ધરૂછું.

---

## ઇન્દ્રનું સ્વરૂપ.

૯૧ સામાન્ય વર્ગને સમજાય એવી દેવના અધ્યક્ષની કૃતિને ઈંદ્રજાળ, ઇન્દ્રવારણું, ઇન્દ્ર ધનુષ્ય ઇત્યાદિ સંજ્ઞાઓ અપાય છે. તેમાં

જેવી કૃતિ છે એવા અધ્યક્ષ દેવને સાચુ સ્વરૂપ કહે છે અને તેથી તે ઇન્દ્ર કહેવાય છે ( इदंद्र એટલે પોતાનું સ્વરૂપ આ ( ઇદં )જાણે હાથમાં આંબળુ હોય એવું જુએ अद्र श्रीत જોયું, તે ઇદંદ્ર તેમાં વચલો દં ઉડી જાય એટલે ઇન્દ્ર કહેવાય ) અને તેની માયાવી મોહક કૃતિઓ જાળ, બારણું ધનુષ્ય ઇત્યાદિ સ્વતઃ સત્વ વિનાની પણ પીઠના સત્વને લીધે અત્યંત શોભાવાળી કૃતિઓ ઇન્દ્રજાળ, ઇન્દ્રવારણું ઇન્દ્રધનુષ એવી સંજ્ઞાવાળી કહેવાય છે. આવું ઋત પરમ સત-શિવ અથવા બ્રહ્મ ) અને સત્ય ( અપર સત્-શક્તિ અથવા માયા ) નું યુગલ અથવા સંયુક્ત મિથુન જગત મોહક હોય છે. તે જગત મોહક તત્વ इन्द्रोमायाभिः पुरुरुप ईयत પરમાત્મા ઇન્દ્ર પોતાની માયા વડે બહુરૂપી થાય છે એ શ્રુતિમાં આ તત્વના ઉદયનો મર્મ છે. ) કેવળ શિવરૂપ એટલે કે શાંત નથી તેમ કેવળ શક્તિરૂપ એટલે કે ચંચળ પણ નથી. પરંતુ તે પુરી ભરતિ આવ્યા પછી મહા સમુદ્રનાં મોજાં બહુ ધક્કાવાળાં નહી પણ ડાબા જમણી - ભર મર્યાદામાં જેમ ડોલે તેવું ડોલતું સ્પંદવાળુ હોય છે, આ તત્વનો જ્યારે આપણામાં ઉદય થાય ત્યારે જગદ્દભાવ જ્યારે નિમેષ થાય. ત્યારે સ્વરૂપભાન ધારા વાહીક થયાં કરે એવી "મનોન્મની" મુદ્રા જાગે છે. તેથી તે અખંડ પ્રસાદવાળુ શિવતત્વ ( सदा=એટલે પ્રસન્નતા આપનાર) કહેવાય છે આ શમના ( શક્તિ બળવાળી ) મુદ્રા તથા ઉન્મુની ( શિવ પ્રધાન ભાવવાળી ) મુદ્રાથી કંઈક જુદા પ્રકારની ત્રીજી "મનોન્મની" મુદ્રા જાગે છે ત્યારે સદાશીવ તત્વનો વૈભવ આપણા જીવનના ભુવનમાં ઉદય થયો કહેવાય છે. तत्व પૂર્ણ રૂપમાં પકડાતું નથી. પરંતુ તેઓ કોઇકિ ખંડ સાકર જેવો આપણા પિંડાભિમાનમાં રોકાય તેને કલા

કહે છે અને જ્યારે તે ઘર માંડી સુંદર રચનાવાળો અનુભવાય ત્યારે તે ભુવનવાળુ થાય છે.

દ્રવ્યની તત્વ કળા અને ભૂવનવાળી અવસ્થા સમજવાની અગત્ય છે. સમુદ્રનું વ્યાપક જળ એ તત્વ છે. કાંઠા ઉપર ખાડાવાળા ભાગમા ભરતિઓટના સંબંધમાં રહેતું જળ તે કળા છે. અને ક્ષાર અથવા મીઠાનું રૂપ પકડતું જળ તે ભુવન છે.

સુર્યનો આકાશમાં પ્રસરેલો પ્રકાશ તત્વ છે. પૃથ્વી ચંદ્ર ઇત્યાદિ ગ્રહો અને ઉપગ્રહોમાં ગુંચાયેલો પણ સૂર્ય સંબંધમાં રાત્રી દીવસના સંબંધવાળો પ્રકાશ તે કલા છે અને તેનો ગ્રહ અને ઉપગ્રહ સ્વયં પ્રકાશ જેવો જણાય તે તેનું ભુવન છે.

આ પ્રકારે શિવતત્વ શાકત રસવાળુ જ્યારે આપણા પીંડના ભૂવનમાં ગુંથાય છે, ત્યારે તે કલા કહેવાય છે. અને તે કલા જ્યારે પુર્ણ થઇ જીવન્મુક્ત મહાત્મા રૂપે પ્રકાશે છે. ત્યારે તેણે ભુવન રચ્યુ કહેવાય. આ ભુવન રચનાર ચેતન અથવા શક્તિ યુક્ત શિવ તત્વ મનોન્મતિમાં જાગે છે. પિંડસ્થ જીવની આ મુદ્રા શી રીતે જાગે તે સમજવા સારૂ આપણા મહર્ષિઓ બ્રહ્માંડ જીવનના કેટલાક પ્રકાર "અવળવાણીમાં" વર્ણવ્યા છે. એમ કહે છે કે: શિવ અજન્મા છે. અવતાર તો વિષ્ણું ધારણ કરે. તેમ છતાં શિવનો શક્તિ સંબંધથી સંવત્સરમાં એકવાર આવિર્ભાવ થાય છે અને તે આવીર્ભાવની રાત્રિને માહારાત્રિ અથવા મહાશિવરાત્રિ રહે છે.

દક્ષ પ્રજાપ્રતિને ત્યાં સતીનું દહન થયું તે રાત્રીને કાલરાત્રિ કહે છે. અને સતીના બીજા ઉમાના અવતારમાં કાળનું પુનર્જીવન કરી કુમારનો અવતાર થવાની જે રાત્રિએ યોજના થઈ તે મહારાત્રિ કહેવાય છે. બરાબર ચોથા માસમાં કાલરાત્રીથી મહારાત્રિ આવે છે

એટલે કે: આશ્વિન કૃષ્ણપક્ષ ચતુર્દશીએ સતીદહન અને માઘકૃષ્ણ પક્ષની ચતુર્દશીને શિવનો કામેશ્વર રૂપે આવિર્ભાવ થયો છે. પ્રત્યેક માસમાં પણ આવી કામેશ્વરના આવિર્ભાવની ચતુર્દશી કૃષ્ણપક્ષની હોય છે, મંત્ર મર્મજ્ઞો કહે છે કે: લય પામતા પહેલાં સતીએ પોતાના પગના અંગુઠામાંથી અગ્નિ પ્રકટાવી પોતાનું જીવન બાળ્યું એટલે સદેહે ભસ્મીભાવને પામ્યાં. આ પાતના પ્રત્યક્ષ શરીર વિના પતિનો આવિર્ભાવ કરી સતી થવાની કળા માત્ર તે દેવીનેજ હતી, તેથી તે **अमा** કહેવાયાં. **अ** એ અનુતર શિવબીજ છે **म** એ મહેશ્વર બીજ છે અને **आ** એ શરીરધારી શિવ સંબંધ વડે જે આનંદ થાય તેને જણાવનાર આનંદ બીજ છે.

આ ત્રણ બીજના યોગથી સતીએ **अमा** પદવડે પોતાના અશુદ્ધ ભુવનનું દહન કર્યું તેથી તે **काली** અથવા આદ્યશક્તિ થયાં, કૃષ્ણપક્ષની ચતુર્દશીએ ચંદ્રમા પોતાની એક બે કલાવડે પાછલી રાત્રે સૂર્યોદય પહેલાં દેખાય છે. અને પોતાનું સઘળુ ભુવન સૂર્યબિંબમાં ઝંપલાવી સળગાવી દે છે અને अमा તિથિએ પોતાના બિંબને સૂર્યબિંબના પડદામાં ઢાંકે છે અને તેથી તે તિથી अमावास्या એટલે પોતાના ભુવનને પરભુવનવડે વાસે છે–ઢાંકે છે. તેવી સત્તાવાળી થાય છે. પરંતુ સળગ્યા પછી મેલા ભુવનને બાળ્યા પછી તે તિથિ દર્શ એટલે સુંદર દર્શનિય ગણાય છે અને તેથી તે તિથિએ અગ્નિહોત્રી દષ્ટિ કરે છે.

ચંદ્રમા આ પ્રમાણે પોતાનું ભુવન પ્રત્યેક કૃષ્ણચતુર્દશીએ સૂર્ય બિંબમાં હોય છે અને સતીની પેઠે આત્મદહન કરે છે અને સૂર્યના તથા પોતાના અભેદ અનુભવના બળથી એટલે પોતાની સો-

ળમી અમૃત કળાવડે (षोडशि कलाञ्चड़े) શુકલપક્ષમાં લય તિથિ પછી ચોથી રાત્રિએ પશ્ચિમ દિશામાં દ્વિતિયા ચંદ્ર તરીકે દેખાય છે. આ તિથી તે उमाના જ જન્મની છે અને તે કામ સંજી-વની છે, જ્યારે ( अमा कार्ली ) સૂર્યોદય પહેલાં પ્રકટ થઇ દર્શ બને છે ત્યારે उमा ( ગૌરી–હૈમવતિ.) સૂર્યાસ્ત પછી પ્રકટ થઇ શુકલપક્ષના દેહને નવો ચડે છે. જેમ કૃષ્ણુ ચતુર્દશીમાં अ કાટમાં શક્તિનો લય થઇ તે આનંદમગ્ન થાય છે, તેમ શુકલપક્ષની દ્વિતિયાએ શકિત નવ વધુ જેવી ઉન્મેષ પામી उકારમા ઝળકે છે. અને મહેશ્વરના સંબંધમાં આવી આનંદ પામે છે. આ કાર-ણુથી માંત્રિકો–ॐ પ્રતિકમાં કાલી અને ગૌરી એવી બે શક્તિનો अકાર અને उकारમાં યોગ કરી मકારને નાદાન્ત કરી એક સ્વતંત્ર નવા બીજને ॐકારને પ્રકટ કરી કામેશ્વર અને લલિતાના યોગથી લલિત ભાવ ઉપજાવે છે, અને તેથી કામેશ્વર અને લલિતાના યોગ-વાળું સુંદર સદાશિવાત્મક તત્વનું ભુવન મંત્રદ્વારા ઘડવાની કલા બ-તાવે છે. એમ કહે છે કે સંવત્સર પુરુષની એટલે સૂર્યના અધ્યક્ષની આ સૂર્ય અને ચંદ્ર બિંબમાં યોગથી મેલુભુવન બાળી નવું ભુવન રચવાની સ્વાભાવિક યોગકળા સોમવતી અમાવાસ્યાએ પ્રગટ થાય છે.

એટલે કે તે અમાવાસ્યામાં સોમવારનો સ્પષ્ટ સંબંધ હોવાથી સતીએ પોતાનો દેહ કેવી રીતે શિવાર્પણુ કર્યો અને શીરીતે તે નવા જન્મમાં હિમાચળને ત્યાં उमा રૂપે અવતર્યાં તેની છાયા સમજાય છે. उमा સહીત શિવ તે सोम અને अमा સહિત શિવ તે शांब આવી સંજ્ઞા મર્મને ઉકેલનારી છે.

આપને આ પત્ર સોમવતી અમાવાસ્યાએ મળશે એટલે સદા-શિવ તત્વનું ભુવન પોતાનું મેલું ભુવન બાળી સુંદર ભુવન અતીથીએ

શી રીતે કર્યું તેની કુંચી સવિશેષ સમજાશે. જેણે તેણે આમ લીન શ્રદ્ધાના દેહને–ભુવનને પોતાના સ્વરૂપ (શિવ) પતિવડે ઉપજાવી પોતાની કલાને પૂર્ણિમા પર્યંત પ્રકટાવીને અખંડ ચંદ્ર જેવો જીવ્યો તેણે સતીની અમૃતસંજીવીની વિદ્યા મેળવી અને જેઓ ન સમજ્યા તેઓ ખંડ જીવનવાળા જન્મમરણવાળા રહ્યા અને બળવાનો વેષ કર્યો તો તે વેષ કેરોસીનથી લુગડાં સળગાવી બળનારી આ કાળની સતીઓ જેવો થયો.

સતી દહન અને અમૃતસંજીવીની કળા ચંદ્રમાએ જાણી છે. ચ્યવન આદિ મહર્ષિઓએ જાણી છે, અગસ્ત્ય અને લોપામુદ્રાએ જાણી છે. આપણે પણ જાણીએ અને આપણી શક્તિને **उमा** બનાવીએ અથવા લોપમુદ્રા પણ કરી શકીએ. કોયડો ઉકેલી આચારમાં મુકનાર કલા સિદ્ધ કરવાની છે.

સોમવતીએ અમો નિષ્કલંક મહાદેવનાં દર્શન કરવા જઇશું અને આપનું ચિંતન સમુદ્રસ્નાન સમયે કરીશું.

---

# સોમવિદ્યાનું સ્વરૂપ

૯૨ અત્ર કુશળ–શરીર–નવીન આરોગ્ય સંપાદન કર્યું છે.

ગઇ કાલે એક પત્ર સવિસ્તર **स्कंद** વિદ્યાના અનુસંધાનમાં **सोम** વિદ્યાના સ્વરૂપનું પ્રકાશ કરનાર લખ્યું છે. આપને પણ સમાન વિચારના વેગવડે **नमः शिवाय सोमाय** એ આરંભ મંત્રવાળુ પત્ર લખવા વેગ થયેલો જણાય છે તે પત્ર વાંચી પ્રતિ વેગ થવાથી કલમ હાથમાં લઇ આપના ચિત્તમાં સમાન રશ્મિ યોગવડે સોમ વિદ્યાના કેટલાક અવિશેષ મર્મો પ્રકટાવવા પ્રયત્ન કરૂં છું. ગયા પત્રમાં **अमा** શી રીતે **उमा** રૂપે પ્રાદુર્ભાવ પામ્યાં તે વર્ણવ્યું છે. તે

ઉમા સાથેના ચંદ્રનો સોમ સાથે સ્પર્શ જણાય એવા ખગોળના યોગને સોમવતી અમાવાસ્યાની પૂણ્યતિથિ કહે છે.

પ્રિય બંધો ! સતીના અમાલયમાં જે કાર્ય ચંદ્ર બિંબે કર્યું, તે કાર્ય પ્રત્યેક શાંભવ યોગિએ કરવું જોઇએ. ચંદ્રમંડળભૂમંડળ સાથે આદ્ર એટલે ભીંગ જ્યોતિના સંબંધવાળુ છે.

જ્યારે સૂર્ય મંડળ ભુમંડળ સાથે જવલંત એટલે સળગતા જ્યોતિના સંબંધવાળુ છે પ્રત્યેક પિંડમાં આદ્ર જ્યોતિ અને જવલંત જ્યોતિના પરસ્પર સંબંધવડે ત્રીજો જઠરાગ્નિ જન્મે છે. અને તંત્રગ્રો ખાત્રીના જ્યોતિનું નામ **તનુ ન પાત** એટલે તનુને દેહને ન પાડનાર દેહનું આરોગ્ય અને આયુષ્યનું રક્ષણ કરનાર એવું કહે છે.

આદ્ર જ્યોતિ ચંદ્રનું જવલંત જ્યોતિ સૂર્યનું અને મિશ્ર જ્યોતિ પિંડસ્થ અગ્નિનું આ પ્રકારે ત્રણ આધિ દૈવ જ્યોતિ ચળકે છે. પ્રત્યેક પ્રાણીના જીવનમાં આ ત્રણ જ્યોતિ પોતાનાં નિયત કાર્યો કરે છે, પરંતુ આ યોગો સરસ વિરસ અને સમરસ એવા ત્રણ પ્રકારના પરિણામો પ્રકટાવે છે.

જેમાં શક્તિનું બળ આગળ પડે તે સરસ યોગ, જેમાં શક્તિનું બળ કમી થાય તે વિરસ અને જેમાં શિવતત્વ સાથે શક્તિ રસ–તન્મય થઇ જ્યોતિર્લિંગ વડે જેમ પારાનું હરગૌરી રસવડે મારણ થઈ. પારાના ચિંતામણી થાય તેમ ત્યારે સમરસ થયો કહેવાય. આ સમરસને ઉપજાવનાર આ જગતમાં શાંભવ યોગિઓ ઘણા દુર્લભ છે. સરસ ભાવ ઉપજાવનાર ઘણા યોગીઓ મળી આવે ઘણા કવિઓ તેવા સરસ ભાવની ક્ષણો જીવનમાં ઉપજાવે પરંતુ સ્થિર ચિંતામણી સમરસ વિના બનતા નથી. આવા સ્થિર આંચલક જેવા ચિંતામણિ સમરસ વિના બનતા નથી, ઉમાદેવીએ કર્યા હતા તે મર્મને સમજી અગસ્ત્ય પતિ લોપામુદ્રાએ કર્યાં હતા.

જેમાં સતીએ જન્માંન્તર કરી ઉમાનો દેહ ધર્યો તેમ લોપામુદ્રાએ પુરુષ જાતિ પલટી સ્ત્રી જાતિનો દેહ ધરી અગસ્ત્ય સાથે દાંપત્ય સુખ મેળવ્યું હતું. એમ કહે છે કે લલિતા દેવીનો યાવક લાક્ષ્યા રસ (લાખનો રસ) કામેશ્વરના સુભ્ર રસ (ધોળા રસ) સાથે મળતાં એક ચિંતામણિ પ્રકટ થયા અને તેના પ્રભાવ વડે અગસ્ત્યનો આંતર જઠરાગ્નિ ઘણોજ બળવાન થયો તેઓ સર્વ ભક્ષી થઇ ગયા હતા. રાક્ષસોને સ્વાહા કરતા હતા. સમુદ્રનું પાન કરતા અને તેને રાક્ષસો અને સમુદ્રનું અભિમાન છોડાવી પોતે પોતાના રૂપમાં સ્થિત રહેતા. પરંતુ તેમનો ચિંતામણી અતિવ ચળભાવ વાળો હતો અને તેને લોપામુદ્રાએ સ્થિતિ આપી. અને ત્યાર પછી તેઓ દક્ષિણ દિશામાં સ્થિતિ કરી રહ્યા એટલે તેમનામાં ઉત્તર દિશાનું વામિપણું હતું તે નિવૃત્ત થયું અને દક્ષિણનું શુદ્ધ શાંભવ અથવા શાક્તબળ પ્રાપ્ત થયું.

વામ એટલે દેખાતું અવળુ અને ભીતરમાં સવળુ અથવા સુંદર દક્ષિણ એટલે આંતર બહીર સુંદર અને સરલ ઉમા હેમવતીનો દેહાંન્તર કરવાનો માર્ગ ભયંકર હોવાથી વામ ગણાયો કાલી ની ચેષ્ટા સતીનું દહન, શિવનું ભૈરવપણું, સતીના દેહનું પ્રાણ વિલાયા પછીનું શબ, ત્રિશુલ ઉપર ધરી ભૈરવ અવસ્થામાં તે શબને વિષ્ણુએ ચક્ર સુદર્શન કાપવાનું પરિણામ તે તે અવયવો જ્યાં જ્યાં પડયાં ત્યાં ત્યાં શક્તિ પીઠોની સ્થાપના ઇત્યાદિ અગમ્ય ઘોર ચેષ્ટાઓમાં ગુંથાએલા

ઋષી વામદેવજ સમજતા હતા. અને તેથી તે મહર્ષિને ગર્ભાવસ્થામાંજ બ્રહ્મજ્ઞાન થયું હતું. પરંતુ શ્રી શિવજીએ કૃપા કરી દક્ષિણ માર્ગ અગસ્ત્ય લોપામુદ્રા જેવાં જોડાં મારફત પ્રગટાવ્યો હતો. લોપામુદ્રાએ નીચેનો મંત્ર સાધ્યો જણાય છે.

आर्द्रं ज्वलति ज्योति रहमस्मि
ज्योतिर्ज्वलति ब्रह्मा हमस्मि
यो ऽहमस्मि ब्रह्माहमस्मि
अहमस्मि ब्रह्माहमस्मि
अहमव अहंमां जुहोमि स्वाहा

આર્દ્ર જ્યોતિ ( ચંદ્રમંડળની શક્તિ ) તે હું છું. સળગતું જ્યોતિ બ્રહ્મ ( આદિત્યમંડળની જ્યોત ) તે હું છું ( મારામાં આવી સ્ત્રીની અને પુરૂષની એવી બે મુદ્રાઓ છે ) પરંતુ જે હું ( પત્નિરૂપ ) બ્રહ્મ ( પતિરૂપ ) હું છું મારાવાળા અહને પત્નભાવને મોટા અહંમાં ( પતિભાવમાં ) હું હોમું છું ( स्वाहा=સ્વરૂપમાં સારા ભાવથી બોલાવી સ્થિતિ કરવી. )

આ મંત્રના ધ્યાનયોગવડે અગસ્ત્ય અને લોપામુદ્રા સામરસ્ય પ્રકટાવી સ્થિર ચિંત્તામણીને ધારણ કરનારાં થયાં.

મર્યાદાવાળા અહંજ્યોતિનું અમર્યાદ બ્રહ્મજ્યોતિમાં ચંદ્રમંડળનો સૂર્યમંડળમાં લય કરી જેઓ નવા ભુવનને શુકલપક્ષની દ્વિતિઆની પેઠે ધડે તેઓ પૂર્ણ ચંદ્રના બિંબને કેમ ન પ્રકટાવે ?

શાંભવ યોગિઓ અને યોગિનિયો આ સોમવિદ્યાના મર્મને જાગતો રાખવા ધર્મધ્વજ તરીકે પોતાની જટામાં અથવા ચોટલામાં દ્વિતિયા ચંદ્રના ચિન્હને રાખે છે. પરંતુ સમુદ્રના ઉપર ફરતાં વહાણોનાં જુદાં જુદાં રાજ્યોનાં વાવટાનાં ચિન્હો બધા મુસાફરો કંઇ ઓળખી શકતા નથી. માત્ર તે તે રાજ્યની પ્રજા પોત પોતાનાં ચિન્હો જેવાં કે "યુનિયન જેક" વિગેરે ઓળખી શકે છે. કેટલાક યોગીઓને અને યોગિનીઓને આ ચિન્હ સામુદ્રિક તરીકે દેહમાં જણાય છે.

બાપજીશ્રીને સ્પષ્ટ જણાતું હતું પણ તેની કોણે ઉકેલ કરી હતી? આપણે પરંપરાથી સાભળ્યું કે ચંદ્રકળાનું ચિન્હ હોવાથી બાપજી શ્રી મહેશ્વરનો અવતાર હતા. પરંતુ તે ચંદ્રકળા સાથી મહેશ્વરભાવ સુચવે છે? તેનો આપણામાંના ઘણાએ વિચાર સરખો પણ કર્યો નહિ, અને કોયડા ઉકેલ્યા વિના રહ્યા! એમ કહે છે કે પાર્વતી ઉપર લગ્ન થયા પછી શિવજીએ અનુગ્રહ કર્યો કે મારા આવિર્ભાવની તિથિ (ચતુર્દશી) જે તિથીએ બાપજીશ્રીનો આવિર્ભાવ થયો હતો) પહેલાંના સોમવારે પ્રદોષ સમયે જેઓ શિવપૂજન કરે તેઓ શિવના સ્વરૂપને સમજી શકે, એટલે કે ઉમા સાથેનો શાકત સંબંધ કરી જેઓ સોમ ભાવથી પ્રદોષ સમયે ઉપાસના કરે તેમને શિવરાત્રીના (ચતુર્દશી) વ્રતનો અધિકાર શાક્ત અનુગ્રહ વિના વિદ્યાદેવીની કરૂણા વિના શૈવ અનુગ્રહ કોને થયો છે? કોઇને નહી. ઇન્દ્ર અગ્નિ અને વાયુને પણ ઉમા હૈમવતિના અનુગ્રહ વડેજ શિવના યક્ષાવતારનું સ્વરૂપ સમજાયું હતું તો આપણુ ભૂલોકના વસનારાને તે અનુગ્રહની જરૂર હોય તેમાં શું આશ્ચર્ય!

આ તાંત્રિક સૂર્ય અને ચંદ્ર આર્દજ્યોતિ અને જ્વલંત જ્યોતિ પદાર્થ માત્રમાં ગુચાએલાં છે પણ તેનાં ચિત્રો ઘુણાક્ષર ન્યાય જેવાં એટલે કે ઝાડના થડમાં એક કીડો ખોતર ખોતર કરી લિપી જેવી આકૃતિઓ કાઢે તેની ઉકેલ કરવી જેવી કઠીન તેવું આ ચંદ્ર સૂર્યની મિશ્ર મુદ્રાઓ ઉકેલવાનું કઠિન છે અગસ્ત્ય જેવાએ ઉકેલી. લોપામુદ્રાના લોપ પામેલા મુદ્રાના આદ્ય યોનિના ભોક્તા થાય

મોટી મોટી મહત્ યોનિમાં હું ગર્ભ સ્થાપું છું એવું શ્રીકૃષ્ણનુ ગીતાનું વાક્ય ઘણા ઉંડા ભાવવાળું છે मम योनिर्महद् ब्रह्म तस्मिन्

गर्भदधाम्यहं ચંદ્રની આદ્ર જ્યોતિમાં સૂર્યનું જ્વલંત તેજ (ભર્ગઃ ભરણુ કરનારૂં રમણુ કરનારૂ અને ગમન કરનારૂ) પેશી આ ભૂલોકની વનસ્પતિ અને પ્રાણીનાં શરીરોને પોષણુ આપે છે. તેવું, પ્રત્યેક શાંભવ યોગિનું તેજ શાક્ત પાતવડે :પર ચિત્તોને સગર્ભ બનાવે છે. વનસ્પતિઓ અને પ્રાણીઓ આ ચંદ્ર સૂર્યના ઉપકારને જાણુતાં નથી. તેમ સિદ્ધ મહર્ષિઓ અને ઋષિ પત્નિઓનો આ પર ચિત્તોને વિચાર ગર્ભવાળા કરવાનો વિલાસ સામાન્ય સાધકો-જાણી શકતા નથી.

પ્રકૃતિના સર્જન કાર્યો અગમ્ય ભૂમિકામાં થાય છે તેવાંજ આધકારી ચિત્તોને સગભ કરવાનાં મહર્ષિઓ અને મહર્ષિ પત્નિઓમા કાર્યો અગમ્યજ હોય છે.

આથી શ્રુતિ કહે છે કે

योऽपान प्राणयो रैकयं स्वरजो ।
रेतसो स्तथा सूर्याचंद्र मसो
योंगो जीवात्म परमात्मनो

જે ક્રમથી પ્રાણુ અને અપાનનું ઐક્ય થાય છે જે રીતે મનુષ્ય જાતિમાં રજસ અને રેતઅનું એક્ય-થઇ ગર્ભ બંધાય છે. અને જે ક્રમથી સૂર્ય અને ચંદ્ર એક મેક થઇ વિશ્વને જીવન આપે છે. તેજ ક્રમથી જીવાત્મા અને પરમાત્માનું સમરસપણું થાય છે. આવું સમરસ એક પણુ શ્રેયસ્સાધકને જાગે તો બાપજીશ્રીનો શાંભવ આવિર્ભાવ-ચતુદ્દશીનો સફળ થયો ગણાય.

૯૩ સુખ સ્વરૂપ વ્યાપક તત્વના આશ્રયને અનુભવનારને ચિંતા હવે કેવી રીતે બાધ કરે ? એક નહિ તો અન્ય દિશામાં અદષ્ટને વેગ મળેજ છે. ગમે ત્યાંથી ખાતાં શર્કરા મિષ્ટજ: લાગે છે.

૯૪ તમારા અદ્દભૂત આતિથ્ય વડે મને જન્મ પર્યંત યાદ રહે એવી અતિશય તૃપ્તિ થઇ છે. હવે તું નિર્વિઘ્નપણે તારૂં કાર્ય સિદ્ધ કર તારા જેવું જેનામાં ધૈર્ય દીર્ઘ દૃષ્ટિ, બુદ્ધિ કાલોચિત કર્મ કરવાનું સામર્થ્ય નથી તેઓ પોતાના કાર્યમાં કોઇ પણ દીવસ વિજય પામતા નથી.

૯૫ ઉત્સાહ એ શ્રી પ્રાપ્ત કરવાનું અને સુખ પામવાનું મૂળ છે. અને ઉત્સાહભેર કાર્ય કરનાર કાર્ય સિદ્ધિને અનુભવે છે તેમજ તપ અને ચિત્તનિરોધ વડે ઐશ્વર્યને મેળવાય છે.

૯૬ ધન સંપાદનના સંબંધમાં તમે લખ્યું છે તે સર્વાશે સત્યજ છે. અને એ ગૌણપણે વર્તમાન ઉદ્યમપર અને પ્રધાનપણે પ્રારબ્ધ પરજ આધાર ઉદ્યમ રાખે છે. એજ નિયમ ખાસ વ્યવહાર માટે પણ સત્ય છે. જે પ્રારબ્ધે શરીર ભોગ આપવા અર્થે રચ્યું છે તેજ તેમાં નાનાવિધ ભોગની સંપ્રાપ્તિ કરે છે અને યત્નની ગૌણપણેજ અપેક્ષા રાખે છે.

શરીરનું રચાવું બહુધા તત્વજ્ઞાન અર્થે હોતું નથી. તેથી તે સર્વને તેને માટે જ ખાસ પ્રયત્નની અપેક્ષા રહે છે.

૯૭ બ્રહ્માનંદની છોળો ઉછાળતું પત્ર મલ્યુ હતું અને અત્ર તો રસની રેલં છેલ થઇ રહી છે. મેઘ અખંડ વૃષ્ટિ કરી રહ્યો છે. અંતરમાં એવી ચૈતન્ય વૃષ્ટિના સામ્યની કલ્પના અભિનવ આનંદ ઉપજાવી રહે છે.

આપના જેવા મહાત્મ્યવાળા અંતઃકરણના શુભાશિર્વાદોથીજ એવી સ્થિતિના ક્રમપર ચઢાય છે આવા અખંડ અભિનવ આનંદની કલાવૃદ્ધિને પામતી અનુભવાય એજ હાલના શુભ દિવસે વાસના હોઇ શકે

## શાક્ત આવેશ.

૯૮ સ્વરૂપમાં અવસ્થિતિ કરવાનો વેગ એ સમાન ચિત્તવાળા અભિમાનીઓ શું શું નથી કરતો? સર્વ પ્રતિબંધોને નિવૃત્ત કરવા સાંભવ અથવા શાક્ત આવેશ સમર્થ છે.

ગયા પત્રોમાં આપણે સોમ વિદ્યાના કેટલાક અંશોનું અવલોકન કર્યું. આજરોજ આપણે તે વિદ્યાના કેટલાક બાકીના અંશોનું ચિંતન કરીશું.

ઞમા તથા ઉમાનો પ્રાદુર્ભાવ શી રીતે બ્રહ્માંડમાં થાય છે તે ગયા પત્રોમાં આપણે ચિંતવી ગયા છીએ.

### કાળ રાત્રિ મહારાત્રિમાં શી રીતે પરિણામ પામે છે સતી શી રીતે પાર્વતી થાય છે.

શબ્દ બ્રહ્મ (પ્રણવ) આદિ, અકાર (અનુત્તર) બીજવડે મહેશ્વરને શી રીતે વળગે છે. (મા રૂપ ધરે છે) તથા તે પ્રણવ મધ્યમ ખંડમાં ઉત્કર્ષ (ઉકાર) ને પામી પુનઃ મહેશ્વરને શી રીતે વળગે છે. (મા રૂપ ધરે છે) અને તે કૃષ્ણચતુર્દશીની લયાન્તકલા અને શુક્લપક્ષની દ્વિતિયાની ભુવનાન્ત કલા શી રીતે બિંદુ અને વિસર્ગ ભાવને પામે છે. અને શિવતત્વનું શક્તિતત્વ સાથે સમરસ સંયોજન કરી બ્રહ્માંડમાં સોમ સૂર્ય શી રીતે ચેષ્ટા કરી જીવનબળ પ્રકટાવે છે. એ વિગેરે વિચારોનું અનુસંધાન કરી આપણે પૂર્ણ ભુવન રચાવાના ક્રમમાં અર્ધભુવન યોગ કેવો થાય છે તે વિચારીએ.

અર્ધ બિંબ શુક્લપક્ષની અષ્ટમિએ અને કૃષ્ણપક્ષની અષ્ટમિએ આપણી દષ્ટિમર્યાદામાં આવે છે, તેમાં શુક્લપક્ષની અષ્ટમીએ તે મધ્યંદિને ઉદય પામી, સંધ્યા સમયે દેખાય છે. એ મધ્યરાત્રીએ

લય પામી એટલે અસ્ત થાય છે. વળી કૃષ્ણપક્ષની અષ્ટમિએ મધ્ય-રાત્રીએ એટલે નિષીથ સમયે તે ભુવન ઉદય પામે છે. અને સૂર્યોદય સમયે લય થાય છે.

શિવના અર્ધાંગનો કબજો પાર્વતીએ કરી સર્વાંશ શિવનું આ-છાદન કરવા શક્તિ દેવી મથે છે. અને શિવના શાંત સ્વરૂપનું અમાએ તિરોધાન કરી શાક્ત શિવના સૂર્ય ભુવનના અંતઃપુરમાં લીન થઇ જાય છે. કૃષ્ણઅષ્ટમીનો અથવા મોહ રાત્રીનો આ સામરસ્ય પ્રતિ લઇ જનારો યોગ શ્રી કૃષ્ણના જન્માવતારમાં પૌરાણીકોએ ચિતર્યો છે. પણ તેનું રેખા ચિત્ર ઘણા ઉકેલી શક્તા નથી. મોહિનીનું સમ ક્ષણે અવતરણ તેને શિલા ઉપર કંશે પછાડી અને તે વિધુત્ રૂપે આકાશમાં ઉડી દેવવાણી વડે કૃષ્ણ બાલનું ભુવન કોઇથી ભેદાવાનું નથી. વિગેરે ઉદ્‌ગાર કાઢી, મોહિની પ્રશાંન થયાની વાત કોણ નથી જાણતું ? પણ આ અર્ધ ચંદ્ર બિંબ પોતાના ભુવનને અમામાં શી રીતે લયાન્ત આણી મૂકી બિંદુ આકાર શી રીતે થાય છે. એ મર્મ શાંભવ યોગિઓજ જાણે છે.

શુકલપક્ષની અષ્ટમીએ સૂર્યચંદ્રનો માદયંદિન ભુવનભેદી યોગ હોય છે. અને કૃષ્ણપક્ષની અષ્ટમીએ સૂર્યચંદ્રનો મધ્યરાત્રીનો ભુવનભેદી યોગ હોય છે, એટલે કે શુકલપક્ષની અષ્ટમીએ ભૂલોક ઉપર મધ્યદિને સૂર્ય હોય આપણે દેવ યજન કરનાર હોય મનુષ્યોના મસ્તક કેન્દ્ર ઉપર હોય ત્યારે આપાદાન્ત ( ક્ષિતિજ ઉપર ) હોય, આ કારણથી પ્રાતઃસંધ્યા અને સાયંસંધ્યા કરતાં સુષુમ્ણાનો યોગ સધાવે તેની સંધ્યા માધ્યંદિનિ અને નિષિથ સમયની આગળ વાદીઓ માને છે. આ બે સંધ્યા સમયે પૃથ્વીદેવ યજની સૂર્યચંદ્રનો શિવશક્તિનો પૃથ્વી ઉપર સુતેલા યજમાનના શરીરનો પૃષ્ટવંશમાં થઇ બ્રહ્મરંધ્રથી

આપદાન્ત વિદ્યુત યોગ સધાવે છે. અને સૌષુમ્ણ રશ્મિનું ભૂવનને ભેદી ચંદ્રાબંબને સ્પર્ષ કરે છે. જ્યારે પુર્ણીમા તરફ વળતો શુકલ પક્ષનો અર્ધચંદ્ર અમૃતનો પૂર્ણ ભુવન રચવાનો મધ્ય વિસર્ગ કરે છે ત્યારે અમા તરફ વળતો કૃષ્ણુપક્ષનો અર્ધચંદ્ર ભુવનાન્ત કરતો બિંદુભાવને પામે છે.

આથી પુર્ણીમાએ અમૃતબિંદુભાવને પામી પ્રણુવનો ઉકાર મકાર થાય છે એટલે આથી અધિક થવાનું નથી.

તમે કૃતકૃત્ય થયા છો. શાકત બળવાળા છો એવા ભાવનો પ્રબોધક ઉમા શબ્દ જાગે છે, પ્રણુવનો નાદાન્ત ઉચ્ચાર થયા પછી સતત ઘંટાનાદ જેવી ઉમા શકિત ઉચ્ચારના અવધિએ થતી આપ અનુભવિ શકશો. શુકલ પક્ષનો ચંદ્ર આ પ્રમાણે બિંદુ પક્ષપાતિ છે. ત્યારે કૃષ્ણુપક્ષનો અર્ધચંદ્ર વિસર્ગ પક્ષપાતિ છે. પૂર્ણચંદ્ર થયા પછી લયક્રમ અને અમાચંદ્ર થયા પછી સૃષ્ટિક્રમ શરૂ થાય છે. અને આ ક્રમની પુનરાવૃત્તિ દેવયજની પૃથ્વી ઉપર થયાં કરે છે અને અગ્નિ અને વાયુ આ સૂર્યચંદ્રના સ્પર્શ યોગની વાહક દેવતાઓ થાય છે. ભૂલોક સૂર્યચંદ્રનું જાણે સંકેત સ્થાન છે. અને અગ્નિ વાયુ સંદેશા લઇ જનારા જાણે દૂત છે.

માંત્રિકો આ મોહરાત્રી (અષ્ટમી) ના યોગમાં સમરસવાળી શિવ શકિતની મૂર્ત્તિને અર્ધ નારીશ્વર રૂપે આલેખે છે.

સોષુમ્ણ સંધી નર-નારીના અર્ધા અંગના સંધીમાં દર્શાવે છે. તેના વાહક પણ નંદિ અને સિંહ અડધા અડધા પણ મિશ્ર રૂપમાં આલેખે છે.

શબ્દ બ્રહ્મનું લયાન્ત અને સર્વનાંત બિંદુમાં અંત પામતુ અને વિસર્ગમાં અંત પામતુ સમરસવાળુ સમબળવાળુ આ કોઈ અગમ્ય

ચિત્ર ઉપાસનાને અર્થે ઉત્પન્ન કરેલું છે. યજ્ઞ વેદીમાં જ્યારે વસો-ર્ધારા થાય છે. એટલે યજ્ઞની પૂર્ણાહુતિ સમયે ઘીની અથવા દુધની સતતધારા સળગતા અગ્નિ દેવ ઉપર કરવામાં આવે છે. ત્યારે અગ્નિ દેવ અડધો ઓલવાતો અને અડધો સળગતો જ્વાલાંમાલી થતો જ-ણાય છે. તે ઓલવાય છે અને ભસ્મરૂપ પકડે છે ને વૃષભોરો— ગર્જન કરતો પ્રણવરૂપ વૃષભ ( નંદિ છે ) જે જ્વાલા માલી થાય છે. ને ઉમાદેવીને વહન કરતો સિંહ છે, એમ કહે છે કે: આ મહો દેવામર્ત્યાં આવિવેશ આ તેજસ્વી દેવ સાદા વૃષભ અને સિંહના મિશ્ર ગર્જન કરતા રૂપમાં મરણશીલ જીવોમાં પેઠો છે. શ્રુતિ કહે છે કે આ કલા સર્ગકર દેવને જે જાણે તેઓ મર્ત્ય શરીરને ત્યજી અમર થાય છે.

પ્રણવ અકાર ઉકાર મકાર રૂપ નહીં પરંતુ નાદાન્ત પ્લુતિ ઉ-ચ્ચારમાં ઉમાકાર ઘંટાનાદ જેવો માધ્યંદિત અથવા નિષિથ સંધીએ શાંભવ યોગીઓ જગવે છે.

શબ્દ બ્રહ્મનું અકાર ઉકાર મકારનાદ બિંદુએ પાંચ ભૂમિકા પછીનું શકિતરૂપ છઠું મુખ છે. અને તેથી षड्न्वय શાંભવો શક-ત્યંત પ્રણવોચ્ચાર કરી જપ સિદ્ધિ કરે છે सद्योजात वामदेव અ-घोर तत्पुरष અને ईशान એ પાંચ મુખો અકાર ઉકાર મકાર નાદ અને બિંદુથી સૂચવાય છે ત્યારે છઠું त्र्यंबक મુખ છિન્ન મ-સ્તક છતાં "મૃત્યુંજય" અને "અમૃતસંજીવિની" વિદ્યાનું પ્રબો-ધક મનાય છે.

શબ્દ બ્રહ્મની આ અભિધા શકિતની ચેષ્ટા વાચકશકિતનું નર્તન જ્યારે અર્થ બ્રહ્મની અભિધેય શકિતની ચેષ્ટાને જગવે ત્યારે

નટીનું "લયલાસ્ય" સફળ થયુ મનાય. નાચનારીના ઈંગિતને અને અભિનયને તથા તેના સ્વર મર્મોને જેઓ સમજી શકે નહી તેમણે જલસામાં શું કરવા જવું ?

ભેંસ સાંભળે છે અને જુએ તેમાં અને આ અરસિક મનુષ્યોમાં આકૃતિ વિના કંઇ ફેર નથી, તેવીજ રીતે શબ્દબ્રહ્મના ઉપરના મર્મો મંત્રિકાના મંત્ર માલાના ગરબામાં ગવાતા સૂરથી તથા અભિનય દ્વારા—સ્ફુટ ન થાય તેમણે મંત્રશાસ્ત્રના આંગણામાં માત્ર શિશોટીઓ વગાડતા ચેષ્ટા ખોરોની પેઠે અસભ્ય ગણાવા આવવું નહી. તેમને વાસ્તે મીલોની શિશોટીઓ અને કારખાંનાં ઉઘાડાં છે. ત્યાં રૂની ફીટી અને ધુમથી રગદોળાવું ? !

એમ કહે છે કે ઉમાદેવીએ જ્યારે નિષિથ સમયે શિવ સમીપ શબ્દબ્રહ્મનું લાસ્ય કર્યુ અને શિવને આપાદથી બ્રહ્મરંધ્ર પર્યંત શાંભવ આવેષ વાળા કર્યા ત્યારે શિવે વરદાન આપ્યું કે, મારો શબ્દ બ્રહ્મ પ્રણવ ॐ જ્યારે ઉપાન્ત ઉચ્ચારિત થશે ત્યારે દીર્ઘ ઘંટા નિનાદ જેવું મારૂ તથા તારૂ સમરસવાળુ અદ્વૈત અર્ધનારીશ્વર સ્વરૂપ અનુભવાશે તે વિના પ્રણવ નંદિ નહી થાય ( આનંદ આપનાર નહી થાય. ) પરંતુ બળદ રહેશે અને તારા સિંહના ગર્જનથી દબાશે અને સંસારથી ભડકશે.

જ્યારે ॐ કાર ઉમાકાર થશે. શિવ પ્રણવ શકિત પ્રણવનું રૂપ ધરશે ત્યારે નંદિ અને સિંહ વિરોધ ત્યજી ભેગા થઈ આપણુ બેનું અદ્વૈત ભાવે વહન કરશે. અને આ સંસાર જે અયોગિઓને જે દુખ રૂપ છે. તે શાંભવ યોગિઓને સંસાર એટલે સુખરૂપ છે.

સંસારમાં રહેલા બિંદુરૂપ વિશ્વને હું ગળામાં રાખી તારા ( વિ-

સર્ગ ) અમૃતને હું સાર રૂપે જાલંધર યોગથી ધરી રાખી સસાર એટલે સારવાળો કરીશ.

પ્રિય બંધુ !

આ જગતના જ્ઞાનીઓ આ પ્રણવના બિંદુના વિષમાં હાલાહલમાં બળે છે, તેમની શબ્દ જાળમાં પેઠેલો શબ્દ બ્રહ્મ માત્ર બળદનું રૂપ ધરી રહ્યો છે. તેને કોઇ આનંદનું વર્ષણ કરનારો નંદિ બનાવશે. અને સિંહના જવાલા માલીરૂપ સાથે તન્મય થયેલો જોશે ? ! હા, માત્ર શિવયોગિ જ સંસારની સસારતા જોશે. ઇતર સર્વ વિષમાં બળશે અથવા સમુદ્રના જળમાં ડુબશે. શિવના રૂદ્ર રૂપમાં સળગશે. અથવા કાલીના ગ્રાસ થશે. શિવના કલ્યાણકારી સાદા શક્તિ સાથેના નિત્ય યોગવાળા સદાશિવના રૂપમાં હરગૌરિભાવે મર્ત્યમાં અમર્ત્યભાવ અનુભવતા નહીં થાય.

૯૯ + × એકજ પરમાત્મા અનંત ચિત્તમાં પ્રકાશે છે. અને તેથી मायाभि पुरुष ईयते માયાવડે અનંત ક્ષેત્રજ્ઞભાવે તે ઝળકે છે એમ શ્રુતિ કહે છે.

સમાન ધર્મા—મારા જેવા સાધકના ઘણાકાળના વેદાર્થના પરિશીલનના ફળરુપ નિશ્ચયો શ્રીઇષ્ટેચ્છાથી યોગ આવે ત્યારે જાણી લેશો તો તે અધ્યયન અને પ્રવચનમાં ઉપયોગી થશે. અધ્યયનની કસોટી પ્રવચનમાં છે અને તેથીજ હું મારા અધ્યયનને મારા બે ચાર અંગત મિત્રોમાં પ્રવચનની કસોટીએ ચઢાવું છું.

મારા ચિરકાળના વેદશાસ્ત્રના અધ્યયનથી એવા નિશ્ચય ઉપર આવ્યો છું કેઃ

દ્વિજ માતા ગાયત્રીના મંત્રવડે સંધ્યોપાસના કરનાર જેટલી

જેટલી ચિત્તશુદ્ધિ કરી શકે છે, તેવી ભૂતાત્માની શુદ્ધિ બીજા ઉપાયોથી થઇ શકતી નથી.

બ્રહ્મવિદ્ મહર્ષિઓ પરમાત્મા અથવા પરમેશ્વરનો આપણા મર્યાદાવાળા જીવનમાં અદ્વૈતભાવે સાક્ષાતકાર શી રીતે કરવો એના વિવિધ ઉપાયોની ઘટના કરવામાં આ સંધ્યાવંદનના પદ્ધતિને અગ્રસ્થાન આપે છે તેઓનું એવું સ્પષ્ટ મંતવ્ય જણાય છે કે: આત્મદેવ અંતરબહિરભાવે પ્રત્યેક પિંડમાં અને પ્રત્યેક બ્રહ્માંડમાં પૂર્ણરૂપે જ વિલસે છે તેનું બાહ્ય યજન કરવા યોગ્ય મૂર્તરૂપ સૂર્યમંડળમાં અને આંતર યજન કરવા યોગ્ય અમૂર્તરુપ હૃન્મંડળમાં વસેલું છે. सहस्त्ररश्मिः शतधा वर्तमानः प्राणः प्रजाना पुदय त्येष सूर्यः—આ સૂર્ય સહસ્ત્ર રશ્મિવાળા અનંત ભાવોવડે ભૂતમાત્રામાં પ્રવેશી પ્રજાના પ્રાણ તત્વરૂપે ઉદય પામે છે.

આ મંત્રમાં સૂર્યને માત્ર અધિભૂત સળગતો ગોળો માન્યો નથી, પરંતુ પ્રાણોનાં બળવાન કિરણ ફેંકતો અધિદૈવ બિંબાત્મા માન્યો છે આ બિંબાત્માને સાચા આત્મા તરીકે ઓળખવા સારૂ ગાયત્રીનું સંધ્યોપાસન વિધિરૂપે અને તે પણ અપૂર્વ વિધિરૂપે વેદમાં પ્રકટ થયેલું છે.

આ બિંબાત્મા જ્યાં સુધી પરોક્ષ અથવા સૂર્યમંડળમાં રહે ત્યાં સુધી મર્મ ઉઘડતો નથી. પણ હૃદયાકાશમાં બિંબરૂપે અથવા પ્રતિબિંબ રૂપે અપરોક્ષ અનુભવમાં આવે ત્યારે ઉપાસના સાર્થક્ય થઇ ગણાય. એક જ વસ્તુ ઉપાધીના સંજોગોને લઇ પૂર્ણ અંશમાં પણ નાનારૂપમાં અથવા આકૃતમાં અનુભવાય. ત્યારે બિંબ શાક્ષાત્કાર થયો કહેવાય. જેમકે પાંચ હાથનું આપણું શરીર કોઇ શિખર ઉપર ઉભા રહી તળેટીમાં જોનારને વેંતીઆ માણસનું જણાય. આમાં દર્શના સર્વ અંશો સંકુચીત આકૃતિમાં જણાય છે. જ્યારે વસ્તુ ઉપાધીમાં પ્રવીષ્ટ થઇ

પોતાના અંશુ જાલવડે નવા આકારમાં અનુભવાય ત્યારે પ્રતિબિંબ સાક્ષાત્કાર કહેવાય. જેમ દર્પણમાં આપણી આકૃતિ છબીઓ મૂર્તિઓ વિગેરે.

સૂર્યમંડળના અધ્યક્ષ હિરણ્યમય પુરુષ આપણા હૃદયાકાશમાં બે રૂપે અનુભવમાં આવી શકે છે.

(૧) બિંબરૂપે (૨) પ્રતિબંબરૂપ.

અહંતા અથવા અભિમાનના દર્પણમાં સ્ફુટ થતા પ્રતિબિંબરૂપે અને અહંતાના પરભાગમાં પ્રકાશતા બિંબરૂપે પ્રતિબિંબ પ્રાણાત્મા છે. બિંબ શુદ્ધાત્મા ક્ષેત્રજ્ઞ છે રહસ્યવિદ્ એમ કહે છે કે ઇશ્વરાત્માનું હૈરણ્યગર્ભ સ્વરુપ સૂર્યમંડલસ્થ અધ્યક્ષ હિરણ્યમય પુરૂષનું પ્રત્યેક હૃદ-ગુહામાં વસતું અંતર્યામી બિંબ "ભર્ગસૂ" એ નામથી ઓળખવાનું છે. અધિભૂત તેજ જેવાંકે ભૌતિક સૂર્યબિંબનું ચંદ્રબિંબનું અગ્નિના જ્વાળામય સ્વરુપનું "ભર્ગ" શબ્દ વાચ્ય નથી કારણ કે તે તેજ અથવા જ્યોતિ સર્વમાં સંભર ભરેલું નથી. સર્વમાં રમતું નથી તેમ સર્વ તેમાં સમન એટલે લય પામતું નથી. સૂર્યમંડળસ્થ હૈરણ્યગર્ભ પુરુષનું તેજ પ્રત્યેક પ્રાણીના હૃન્મંડળમાં ભરાય છે (भरणात्) તેમાં સમુદ્રનાં મોજાંની માફક હાલડોલ થઇ રમ્યા કરે છે.

(रमणात्) અને લૌકિક પ્રાયણ અથવા મરણ સમયે એક બિંદુરૂપે એક ચિત થઇ ગતિ કરે છે. (गमनात्) આથી ભર્ગ કહેવાય છે.

સંધ્યાસમયે હૃદગુહામાં રહેલું આ સુંદર બિંબભૂત ભર્ગનું પ્રત્યેક પ્રતિબિંબ ચેતને ધ્યાન કરવાનું છે. આ ભર્ગ પૂર્તિ અને સૂર્ય મંડળની ભીતરની **हिरण्यमय** પુરુષની મૂર્તિ વસ્તુતઃ એકજ છે બાહ્ય કક્ષામાં રહીને જુઓ તેને **हैरण्य गर्भ** મૂર્ત્તિ સૂર્ય ગુહામાં અનુભવાય; આંતર કક્ષામાં રહી જુએ તો તેને ભર્ગ મૂર્તિ જણાય

વરણ કરવા યોગ્ય ( वरेण्यम् ) સુંદરતાની ;અધિષ્ઠાત્રિ દેવતા રૂપ આ ભર્ગ મૂર્તિ જગત સર્જન કરનાર :( सविता ) એકજ દેવની છે અને તેથી ધ્યાન કરવા યોગ્ય છે આ ધ્યાન શા પ્રયોજનને લઇ કરવું? બુદ્ધિનાં કિરણોમાં તે પ્રવેશ પામી તેના જાડય ને બાળે અને તેના પ્રસાદને પ્રકટાવે અને પ્રતિબિંબ મૂર્તિ પ્રાણાત્માની તેમાં ખડી થાય તેટલા સારૂ આ ધ્યાન કરતવ્ય છે ( धियो योनःप्रचोदयात्

પરમાત્માના હૈરણ્યગર્ભ સ્વરૂપની ભગ મૂર્તિ આ પ્રમાણે ધ્યાનમાં લઇ તેના ફળરૂપે ચિત્તની પ્રત્યેક વૃત્તિમાં પ્રતિબિંબિત :કરનાર ઉપાસક પ્રથમ પાદ વડે भूमि रन्तरिक्षंद्यौ–આઠ અક્ષરવાળી ત્રિલોકિના મર્મને ઉકેલી શકે છે દ્વિતિય પાદ વડે ऋचोयजूंषि सामानि એ અષ્ટાક્ષરવાળી વેદત્રયી અથવા વિદ્યાત્રયીના મર્મને ઉકેલી શકે છે અને ત્રીજા પદ વડે प्राणाऽपान व्यान એ અષ્ટાક્ષરવાળી પ્રાણત્રયીના મર્મને ઉકેલી શકે છે.

સંસારના રજકણોથી પર ભાગમાં જોઈ શકે છે

( नमस्ते तुरीयाय दर्शताय परीरजसे આ ચોથા પાદની ગાયત્રી परोरजसेऽसावदोम् એ આઠ અક્ષરથી ઉપાસકોં બોલી જાણે છે परोरजाः સંસારની રજથી પર પરમાત્માને નમસ્કાર કરૂં છું. શું મોટા છે તેથી નમસ્કાર કરો છો? ના તે અને આ હું બે એક છીએ એવો અનુભવ જાગવાથી તેના મહિમાનું હું ગાન કરૂં છું.

( असौ अदः ओम्=असावदोम् )

ગાયત્રીનું આ અધ્યાત્મ અદ્વૈત સાક્ષાત્કારનું ફળ જેમને મળ્યું છે તેઓ સૂર્ય જેવા અધ્યક્ષ परोरजा સંજ્ઞાવાળા થાય છે અને તેઓને શાપ આપવાનું અને અનુગ્રહ કરવાનું સામર્થ્ય પ્રકટે છે અને

જ્યારે શાપ આપવો હોય ત્યારે परोरजसे પછી असौ( देवदत्तः ) अदः ( कामः ) माप्रापत् અમુક નામવાળો પુરુષ અમુક કામને અથવા ફળને ન પ્રાપ્ત થાઓ. એવા શાપ વાક્યને જોડે છે જ્યારે અનુગ્રહ કરવો હોય ત્યારે परोरजसे પછી अहंमदः प्रापम् અથવા अयं अदः प्राप्नोतु હું આ ઐશ્વર્યને મેળવું અને આ પુરૂષ અમુક ઐશ્વર્યને મેળવો એવા ભાવના વાક્યો મંત્રના અવધિએ જોડે છે અને તે મંત્રને અસ્ત્રરૂપે જલ સાથે છોડે છે आप्य मंत्र પવમાન થઇ જાય છે આથી શબ્દજન્ય સિદ્ધ ઓંદલનો મંત્રનાં પર ચિત્તમાં પ્રાણરૂપે (ફેંકાઇ અંદર જઇ નાશ કરે તેથી अस्त्र કહેવાય છે. સૂર્યનાં સાવિત્ર બળવાળા "કટક કે પૂરને" તે કર્ણે ધાર્યાં હતાં ત્યાં સુધી તે હણાય તેમ ન હતું–એ પૌરાણીકી વાર્તામાં ઉપાસનાનો મર્મ છે.

ભગવતિ ગાયત્રી આવા બળવાળીને જેઓ હૃદયમાં ઉપસ્થિત કરે છે તેઓ હૃદયમંત્રને જપે છે.

પ્રિયબંધો ! ગાયત્રીનું નામ નિર્વચન ( नामव्युत्पत्ति ) ગાયત્રીનો મંત્રાર્થ ગાયત્રીના ત્રણપાદ અને તેમાં રહેલા મર્મો તેનો ચોથો परोरजापाद તેમાં સમાયેલો શાપઃઅને અનુગ્રહનાં સામર્થ્યનો અર્થ. ગાયત્રી દેવીની અધ્યાત્મમંડળમાં પ્રતિષ્ટા હિરણ્યમય પુરૂષ અને ભર્ગ મૂર્તિનો સમન્વય અને જીવનો શિવ સાથેનો બિંબ સાક્ષાત્કાર ઇત્યાદિ ભાવો સ્વભાવથીજ આ પત્રમાં આલેખ્યા છે. ગાયત્રી મંત્રનો પ્રણવમાંથી આવિષ્કાર વ્યાહર્તિમાં પ્રણવબીજનાં અંકુરો શી રીતે ફુટે છે. ગાયત્રીનો અંકુર પછી પલ્લવ શી રીતે થાય તેની માલા કેવી રીતે બને ગાયત્રીનું હૃદય ક્યાં, ગાયત્રીનું શિરસ ક્યાં, હૃદયમંત્રનો શિરોમંત્રનો પરસ્પર યોગ શી રીતે થાય. બીજ અંકુર પલ્લવ માલા

હૃદય શિરસ વિગેરે સર્વાંગ પરીવાર દેવતા સાથે ગાયત્રી પટલ શી રીતે તૈયાર થાય અને તેનું કવચ કેવી રીતે ધારણ થાય ઇત્યાદિ મંત્ર શાસ્ત્રના કેટલાક અગમ્ય પ્રદેશોમાં આપણે ભેગા થઇએ તો જઇ શકીએ. હાલ તો હું મારી અને આપની ભર્ગ મૂર્તિમાં બિંબ શાક્ષાત્કાર કરી તાર વિનાનો વિલક્ષણ સંદેશો શબ્દ જાળમાં મોકલું છું તે ઉકેલશો અને વળતા સંદેશાથી આનંદનો વધારો કરાવશો.

શ્રી ઇષ્ટ ચિંતન્ન કરતા પ્રસન્ન હશો.

---

## સાવત્રી વિદ્યા.

૧૦૦. શ્રી ઇષ્ટ અનુગ્રહથી અત્ર આબાલવૃદ્ધ કુશળ છે આપનું પત્ર મળતાં વૃત્તિ ઉલ્લસિન થઇ.

વ્યાધિ નિવૃત્તિના દૃષ્ટ ઉપચાર ને ભૈષજ્ય પ્રયોગ આજ પૂર્ણ થયો અને તેના આચાર્ય (ડાકટરને) ને દક્ષિણા આપી મનુષ્ય ઋણુથી મુક્ત થયા છીએ.

અદ્રષ્ટ ઉપચારના પ્રયોગના વસ્તુતઃ આપ આચાર્ય છો અને આપ ઇશ્વરની પ્રત્યક્ષ મૂર્ત્ત છો (વિભૂતિ) તેથી છેવટની વાકદક્ષિણા આપી મારે દેવઋણુથી મુક્ત થવું જોઇએ.

આજરોજ શુકલપક્ષની ચતુરદશી છે આજ રોજ અમારી उमा (द्वितियाचंद्र) લગભગ પૂર્ણ ભુવન રચી આવતી કાલે શિવમાં આપ્લાવન પામશે પોતાને શાકતમંડળમાં શિવાત્માને પ્રતિબિંબિત કરી શંભુના મહિમાનું પૃથ્વિ ઉપર વર્ષણ કરી શાંબ ભાવે પ્રત્યેક ભૂમંડળના સચેતન અણુમાં જણાશે.

આવતી કાલે શ્રાદ્ધ છે. બ્રહ્મ વિદ્યાનું આયતન આપનાર તે

પૂજ્ય શરીરનું શ્રાદ્ધ કરી આપ્લાવન કરી પરમ દીવસે બે બ્રહ્મવિન્દોનાં દર્શન કરી કૃષ્ણપક્ષની દ્વિતિયાએ પુનઃ સૃષ્ટિ ક્રમમાંથી સંહાર ક્રમમાં આવીશું.

એ પંખી જેવા આપણે સમાન બ્રહ્મવૃક્ષ ઉપર નર–નારાયણ જેવા રહીએ છીએ નરાભિમાનીએ રોગ અને આરોગ્ય રૂપ પિપ્પલ ખાધાં અને નારાયણ અભિમાનીએ દૂર રહી ભોગથી અલિપ્ત રહી નરમાં નારાયણનું ભાન જગવ્યું.

કેટલાક વેદાંતિઓ એમ માને છે કે ભોગ માત્ર જીવને છે અને ઇશ્વર તો શાક્ષી પદેજ રહે છે પરંતુ આગમ રહસ્ય જાણનારા એમ કહે છે કે પર આત્માના અંતઃ પ્રવેશવાળા ઇશ્વર અને જીવ બંનેમાં ભોગ ભૂમિકા છે. જો એમ ન હોય તો શ્રુતિ **'અનેશ્નન્નન્યો, મિત્રાકશીતિ** એટલે બે મિત્ર પંખીઓમા એક પિપ્પલ (સુખ દુઃખ રૂપ) ખાય છે. અને બીજુ પંખી વગર ખાધે આનંદ ભોગ ભોગવે છે એવો ઉપદેશ કરત નહીં. વગર ખાધે આનંદ ભોગ ઇશ્વરનો તો તે કેવા પ્રકારનો? રાગદ્વેષાદિથી પ્રકટ થતા સુખ દુઃખેનો ભોગ જીવનો એક પ્રકારનો છે અને રાગદ્વેશ વિનાનો જીવને સ્વરૂપાનંદ જગવવાથી ઉત્પન્ન થતો. બીજા પંખીનો (ઇશ્વરનો) આનંદ બીજા પ્રકારનો છે ધનવાન ધન અર્પણ કરી તથા વિદ્વાન્ વિદ્યાનું અર્પણ કરી પ્રતિગ્રહ કરનારના ભોગને જોઈ જે આનંદ માણે છે તે ભોગ જન્ય આનંદ નથી પરંતુ ભોક્તાના ભોગના સાક્ષી રૂપે અવલોકનનો આનંદ છે આથી ઇશ્વરને પણ સાક્ષીપણામાં સવિશેષ નિર્વિશેષ બ્રહ્માનંદ હોય છે આપ કેવળ આનંદ રૂપ થઇ જાય. તેના કરતાં વિશિષ્ટ ઇશ્વર રૂપે આનંદી થાઓ એવું બીજો પિપ્પલ ખાતાં પણ ઝંખે છે.

સ્કંદ વિદ્યા વડે અને સોમ વિદ્યા વડે અદષ્ટ ભૈષજ્ય સાથી આરોગ્ય મેળવ્યું પરંતુ વિશ્વ વ્યવહાર ખેડવામાં આપણે ઓજને બળ જોઇએ છીએ. આ ઓજસ ક્યાંથી મેળવવું ? મંત્રવિદ એમ કહે છે કે ક્ષેત્રજ્ઞનો નિવાસ—ઓજસમાં અથવા છેવટના ધાતુના પરિણામમાં પ્રકટ થતી ઓરામાં હોય છે. અને સવિતૃ મંડળના ઓરા સાથે તે જીવન કાલે સંયુક્ત રહે છે. સવિતાના જેમ સપ્ત કિરણો હોય છે તેમ દેહની ઓરા અથવા ઓજસ પણ સપ્ત કિરણવાળુ હોય છે. પરંતુ આ ઓજસ સત્વરૂપ—સત્વ રજો રૂપ—સત્વ તમોરૂપ, રજોરૂપ રજસ સત્વરૂપ, રજસ તમોરૂપ કે તમો રૂપ છે તે જાણવા સારૂ કિરણોનું પ્રથમક્કરણ કરનાર શુદ્ધ સત્વરૂપ એક આદર્શ અથવા લોલક જોઇએ તે આદર્શમાં થઇને અથવા તે લોલકમાં થઇ ઓજને ધાતુનું પ્રથક્કરણ થાય છે. અને તે પ્રથકરણથી સમન્વય છે કે અમુક ક્ષેત્રજ્ઞની ઓરા મલિન સત્વાના સાત દ્રવ્ય પૈકીના કયા દ્રવ્યની છે ક્ષેત્રજ્ઞની ઓરાનું આ પ્રથક્કરણ કરવાથી પરચિત્તના સ્વરૂપને કરામલક વત્ પરખી શકાય છે આવુ આદર્શ અથવા લોલક સાવિત્રી વિદ્યાવડે ઉપાસક ઘડી શકે છે. અને આ કારણથી પ્રાચીન મહર્ષિઓ हार्दज्योति ને कं खं ब्रह्म એ ડમરૂ નાદ વડે જગવતા હતા. ક્ષેત્રજ્ઞના અંતર્યામિ આદિત્યના હિરણ્યમય પુરુષની ભર્ગ મૂર્ત્તિએ સુખના આભાસને ઉત્પન્ન કરનાર ( कं ) વિશાલ ચિત્તાકાશ ( खं ) માંનું સુંદર ચૈત્ય ( ચિત્તવૃત્તિથી ઘડાએલી મૂર્ત્તિ ) બ્રહ્મ છે અને તે વડે પુરુષને। તથા પુરુષોત્તમનો જીવ ચેતનનો અને ઇશ્વર ચેતનનો સાક્ષાત્કાર થાય છે. પ્રત્યેક અભિમાની અથવા ક્ષેત્રજ્ઞ છત્રીશ તત્વોથી વિંટલાએલો છે.

સાવિત્રી વિદ્યા શાંખ્ય-યોગાનું સારી છે તેથી શાંખ્યનાં ૨૪

જડ તત્વો ૨૫ મુ પુરુષ રૂપ જીવ-તત્ત્વ અને ૨૬ મું ઇશ્વરરૂપ ચેતન તત્વ ગણવામાં આવે છે.

શાંભવ અથવા માહેશ્વર વિદ્યામાં આ શાંખ્યનાં ચોવીશ જડ તત્વો મલીન અધ્વાનાં જીવ ચેતન પુરુષ પણ મલિન અધ્વાનું પ્રમાતા ચેતન અને સંકોચ લાવનાર છ કંચુકો મિશ્ર અધ્વાનાં અને સર્વ વિકાસ લાવનાર શિવશક્તિ સદાશિવ ઇશ્વર અને શુદ્ધ વિદ્યા એમ પાંચ શુદ્ધ અધ્વાનાં મળી કુલ ૩૬ (૨૫+૬+૫=૩૬) તત્વો સ્વીકારવામાં આવ્યાં છે મલીન અધ્વાનાં અભિમાની તો પચીસમાં ગુંચાયેલો અને છવીશમા ઇશ્વર ચેતનથી નિયંત્રિત થયેલો હોય છે, તેથી જ સાવિત્રી વિદ્યા છવીશ તત્વ પરિક્ષારૂપ છે. આવિદ્યા પ્રથમ પ્રણવ બીજમાં રહેલી વિશ્વામિત્ર ઋષિના હૃદયાકાશમાં પ્રથમ વિદ્યુદાકારે ઝળકી હતી. તે પ્રણવ બીજમાંથી ઋષિના ચિત્તમાં भू भुव, स्वर એવી ત્રણ વ્યાહૃતિ રૂપે અંકુરિત થઇ વૃક્ષ રૂપે વિકાસ પામવામાં તેણે ૨૪ સાંખ્યતત્વોનો આશ્રય લીધો તેથી તે સાંખ્યાયનગોત્રા કહેવાઈ, અને ૨૪ અક્ષર માત્રામાં પ્રત્યેક તત્વની કલા લઇ તે વિદ્યાએ પોતાનો શબ્દરૂપ દેહ ઘડયો અને ઋષિએ તે દેહમાં પ્રાણ પ્રતિષ્ટા કરી તેમાં સવિતાનો આત્મા મૂક્યો એટલે તે દેહની સવિતા દેવતા થઇ. અને તેથી સાવિત્રી નામ વાળી થઇ. તે વિદ્યાદેવીના મુખમાં અગ્નિની પ્રતિષ્ટા કરી બ્રહ્માને શિરમાં વાસ આપ્યો વિષ્ણુને હૃદયમાં બેસાડયા રુદ્રને શિખામાં બેસાડયા. ત્રણ પદવાળી કરી છ કુખવાળી કરી પાંચ મસ્તક આપ્યાં. અને પોતાના હૃદયાકાશમાં સચેતન મૂર્તિરૂપે ઉભી કરી તેની અખંડ પ્રતિષ્ટા ત્રિલોકીમાં કરી તેની પાસે વર માગ્યો કે જે કોઇ તારી આ દિવ્ય મૂર્તિને હૃદયાકાશમાં ઉભી કરે તો તેને

आपो ज्योति रसो मृतं ब्रह्म भू र्भूव स्वरोम्

( જુઓ નિચે ૭ અક્ષર વડે થયેલી મંત્ર શરીરની ૭ કૂખો જુઓ આગળ આવતાં હૃદયાય તનનાં પાંચ મુખો.

કોઇ અલૌકિક દ્રવને પ્રકાશ રૂપે અને આનંદ રૂપે ભોગવે અને ત્રિલોકીમાં તે બ્રહ્માત્મરસને પ્રસરાવે એવી ખાત્રી થાય.

(ૐ અનુભવથી ખાત્રી કરનાર શબ્દ છે ગુજરાતીમાં હું ખરૂ એ અર્થમાં સંસ્કૃતમાં ओम् કહેવાય છે. )

સાવિત્રી દેવીએ અનુગ્રહ કરી કહ્યું કે ૐ અસ્તુ પણ સમજાવ્યું કે જે રીતે તેમને આદિત્ય મંડલમાંથી ઉપજાવી નિચે આણી તે રીતે નિત્ય ત્રણ વાર મને બોલાવશે અને વિસરજન કરશે તેનાં ચોવીસ તત્વોનાં માલિજન્યને હું દૂર કરીશ પચીસમા પુરુષના વિક્ષેપને હું મટાડીશ અને છવીસમા આદિત્ય પુરુષ સાથે તેનો અંભેદ યોગ કરી હું નિવૃત થઇશ.

આ વિશ્વામિત્રનો સાવિત્રી વિદ્યાના ઉદયનો ઉપકાર દ્વિજ વર્ગના મનુષ્યો ભૂલી ગયા અને કૃતઘ્ની થયા છે!! પણ જે કાર્ય બ્રાહ્મણ વસિષ્ટથી ન થયું તે ક્ષાત્રય વિશ્વામિત્રે કર્યું અને એકજ દેહમાં જાત્યંતર પરિણામ પ્રકટાવ્યો એ મર્મ કોઇ વિરલ પુરુષ જ ઉકેલી શકે છે,

| | |
|---|---|
| ૐ ( પ્રણવ બીજ )<br>भू र्भूव स्वर ( ત્રણ અંકો ) | ૭ ૭ અક્ષરના ચાર ખંડમાં તે દેહનું પૂર્ણભુવન રચાયું |



( ૬૯ )

| | | |
|---|---|---|
| त त्स वि तु र्व रे' | ण्यं भ र्गो दे व स्य | त्रिपदा त्रण पद. |
| १ २ ३ ४ ५ ६ | १ २ ३ ४ ५ ६ | |
| धी म हि धि यो यो' | नः प्र चो द या त् | |
| १ २ ३ ४ ५ ६ | १ २ ३ ४ ५ ६ | |

૨૪ અક્ષરો સાંખ્યના ૨૪ તત્વોની વર્ણાત્મક કલાઓ સમજવી.

तत्सवितुर्वरेण्यं भर्गोदवेस्य धीमहि धियोयोनः प्रचोदयात् ॥

चक्षुसि—हृदय प्राणे आत्मनि

तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियोयो नः प्रचोदयात् ।

આ શબ્દ બ્રહ્માત્મક ૨૪ તત્વની વર્ણ કલાથી ઉત્પન્ન થયેલી ભુવન મૂર્તિના ઉપર શિરો મંત્ર,

आपो ज्योति रसो मृतं ब्रह्म भू र्भूव स्वरोम् મુકી તેના ઉપર અભિષેક કર્યો એટલે તે શાબ્દી મૂર્તિ સપ્રાણ અને સચેતન થઇ બોલી "મને હે ઉપાસક ! તું કયા અર્થમાં શોધીશ અને મને તું કેવી રીતે સ્વરૂપ પ્રતિષ્ઠિત કરીશ જગતમાં મૂર્તિઓને ઉભી કરવી સહેલી છે પરંતુ તેની પ્રતિષ્ટા કરવી કઠીન છે મારી ઘણી મૂર્તિઓ निवृत्ति કલામાંજ રહે છે એટલે જડ પૃથ્વીમાં માટીની મૂર્તિ જેવી પડી રહે છે.

કેટલીક પ્રતિષ્ટા કલામાં એટલે ભીંજાએલા રસ મિશ્ર ઘાટમાં–જળનેયી ઘટનામાં આવી રહે છે પણ અપક્વ હોવાથી તેમાંથી દેવતાનું સ્વરૂપ નિકળી જાય છે કેટલીક વિદ્યાકલામાં આવે છે અને તે તેજોમયી તપે છે, પરંતુ તેમાં સોમરસ નહીં હોવાથી માત્ર બળે

છે અને દેવતાના આત્માના નિવાસને લાયક થતી નથી, કેટલીક શાંત કલાવાળી થાય છે. પરંતુ સ્પંદવિનાની તે અન્યના આત્મામા પેશી શકતી નથી પણ કોઇ પુણ્યવાન સાત્યતિત કલાવાળી આકાશાત્મક બ્રહ્મમયી મારી મૂર્તિ ઘડે છે તેવી સાત્યતિત કલાવાળી મૂર્તિમાં ચોવીશ તત્વો મારા ઉપર થયેલા અભિષકના જલ (आप:) વડે આપ્લાવન પામી પ્રતિષ્ઠિ થાય છે. તે જળમાં રહેલા (ज्योति) તે તત્વો વિદ્યાવાળાં તેજસ્વી થાય છે અને તેના મધુર રસવડે (रसोऽमृतम्) તત્વો સ્વભાવે મૃત છતાં अमृत બને છે. આ બ્રહ્મવિદ્યાની સાવિત્રી મૂર્તિ આ પ્રકારે વાગ્વ્યવહાર કરનારી ઉભી થઇ તેણે પોતાના નિવાસનાં સ્થાનો નિચે પ્રમાણે વસાવ્યાં.

હું જે હાલ वाग् રૂપાણું તેને ૨૪ અક્ષર માત્રાની કલાવડે ગુંથી ચોવીશ તત્વોના અંશુઓને भू મંડળના પ્રત્યેક ભુતાત્મામાં પેરેલા જોઇ મને ઓળખી કાઢ.

| | | |
|---|---|---|
| મંત્રમયીને | ભૂતોમાં | પ્રતિષ્ઠિત જુઓ |
| ભૂતોમાથા | પૃથ્વી મંડળમાં | પ્રતિષ્ઠિત જુઓ |
| પૃથ્વીમાંથી | શરીરમાં | પ્રતિષ્ઠિત જુઓ |
| શરીરમાંથા | પ્રાણમાં | પ્રતિષ્ઠિત જુઓ |
| પ્રાણોમાંથી | હૃદયમાં | પ્રતિષ્ઠિત જુઓ |
| હૃદયમાં | ગયા પછી | તમો ભુવર્ગામી થશો |

હૃદયાયતનમાં સાવિત્રી વિદ્યાને પ્રતિષ્ઠિત કર્યા પછી ભુવર્ગે દિશી રીતે થાય.) અહીં સાવિત્રી ગાયત્રીનું રૂપ પકડે છે, વાણીમાં ગવાયેલી તે ઉપાસક ત્રણ કરે છે તેથી ગાયત્રી કહેવાય છે પછી જવા આવવાના ધર્મવાળા પ્રાણ गया प्राण ઉપર તે પગ મુકી મોટી સાવિત્રી બને છે, જીવને શિવરૂપ બનાવે છે તેથી પણ ગાયત્રી કહેવાય છે, આ સ્થાનમાં શબ્દાત્મિકા દેવી અર્થાત્મિકા બને છે.

વાચક અને ઉપાંશુ જપ વડે ચોવીશ તત્વથી રચાયેલા કલાના

અંશુઓ વડે ઘડાએલા મંત્રરૂપ ભુવનમાં ક્રમવડે એટલે એક પછી એક એવા અવયવના અનુભવમાં ઉતરી હતી તે હવે માનસ જપ વડે સંપૂર્ણ અવયવી રૂપે અક્રમ ભાવે પશ્યંતિ વાણીમાં અનુભવાય છે. પણ હજુ આ દેવીને શબ્દરૂપ દેહનો આશ્રય લેવો પડે છે. ક્રમરૂપ શબ્દો નહીં પણ અક્રમ મંત્રાત્મક દેહ દ્વારા તે ભાવનામા ઉતરે છે તે દેવીના આત્મામાં અભેદભાવે પેસતા પહેલાં પંચબ્રહ્મ પુરુષો દ્વારપાલ તરીકે હ્રદયાયતનનું રક્ષણ કરે છે.

|| गायत्रिहृदय ।

"गायँत्रि एक पदियासि द्विपदियसि त्रिपदिअसि चतुष्प-दियसि अपदिअसि नहिपद्यसे नमस्ते तुर्याय दर्शिताय पदाय परोरजसे सावदोम् "

હૃદયાયતન
ઉત્તરરંધ્ર




કેન્દ્રમાં અથવા બિંદુમાં પરોરજા આદિત્યાંતર્ગત હિરણ્યમય પુરુષ જેની સાથે ઉપાસક અહંગ્રહ—હું છું એ પ્રકારનો આવેષ કરવાનો છે.

દ્વારપાલ ઇન્દ્રિય દેવતારૂપ ફલ

પૂર્વમાં

प्राण, चक्षुस् सूर्य तेजो ભાવમ્

તેજસ્વી અન્નાદ ભવતી

દક્ષિણમાં

व्यान, श्रोत्रम् चंद्रमा

श्रीश्च यशश्च-श्रीमान् यशस्वी भवति

પશ્ચિમમાં

अपानः वाक् अग्नि ब्रह्मवर्चस

ब्रह्म वर्चसनिय भवति

ઉર્ધ્વમાં

उदान-वायु आकाश ओजश्च महश्च

ओजस्वी महस्वान भवति

આપણી પદ્માસનવાળી સ્થિતિમાં હૃદયનો છાતી તરફનો ભાગ, પૂર્વ પીઠ તરફનો પશ્ચિમ ડાબા હાથ તરફનો, ઉત્તર જમણા હાથ તરફ એ દક્ષિણ અને છાતિના પોલાણમાં હૃદય અવયવનો મસ્તક તરફનો હિતા નામની નાડી તરફ વળતા ખંડને ઉર્ધ્વભાગ સમજવો.

આ ઉપાસનાના પ્રભાવથી ઉપાસક તેજસ્વી શ્રીમાન્ યશસ્વી બ્રહ્મવર્ચસવાળો પ્રત્યક્ષ અને પરોક્ષ કાંતિવાળો પ્રભાવાળી ઓજો ધાતુવાળો થાય છે.

આવો ઓજસ્વી ઉપાસક સાવિત્રી વિદ્યાના પ્રભાવથી પારકા ક્ષેત્રજ્ઞનાઓને ધાતુના સાત વર્ણોનું ઉપર કહેલું પ્રથક્કરણ અંતર્મુખ થઇ હૃદયપટ ઉપર કરી શકે છે.

આ કલાને ભુવર્ભેદ કલા કહું છે કારણ કે સ્થૂલ ભૂલોકના દેહમાં ઢંકાએલા ભુવર્લોકના ઓજોમય તનુંની પ્રથકૃતિ કરવાની કલા હાર્દપ્રદેશમાં જેમને સિદ્ધ થઇ છે તેઓ સ્વર્વિહારી થાય છે. તેઓ ગાયત્રીની ત્રીજી વ્યાહૃતિની ભૂમિકામાં પોતાપણાથી (स्वर् પોતાપણામાં રમવાનો પ્રદેશ) રમે છે.

આ સ્વર્લોકનો ભેદ હૃદયાયતનના કેન્દ્રમાં બિંદુમાં રહેલા ચિદાકાશમાં થાય છે. જ્યારે ભૂલોકના પ્રાણી પદાર્થો ચિત્તાકાશમાં એટલે હૃદયના ચાર ખંડ અને પાંચમા ઉર્ધ્વ ભાગમાં રમે છે ત્યારે સ્વર્લોકના પ્રાણી પદાર્થો ચિદાકાશમાં રમે છે. આ લોકના પ્રાણી પદાર્થોનાં ભુવનો દેહો—ભુવરમાં અને ભુમાં રમતાં ફરે તોપણ તેની નિચલા લોકનાં પ્રાણી પદાર્થોને ખબર પડતી નથી. જેમ ધૂમકેતુના અત્યંત પાતલા પુછડાનાં અણુંઓમાં થઇ આપણી પૃથ્વી પસાર થાય છે. તોપણ પૃથ્વીના લોકોને જણાતું પણ નથી કે ધુમકેતુના અંશમાં થઇ આપણે ચાલી ગયા તેમ સ્વર્વિહરણ કરનાર ઉપાસકના ચિત્ત

સત્વના લાંબા પટમાં થઇ આપણે અને આપણો સઘળો સંસાર આ-ડંબર આવ્યો જાય તો તેની ખબર આપણને તે દિવ્ય દૃષ્ટિ નહિ હોવાથી પડે નહીં એ સ્વાભાવિક છે. પણ જો સ્વ ભૂમિકામાં આપણા ચિત્ત સત્વને આપણે લાવી મુકયું તો સમાન કક્ષામાં શરીરીઓના વિહાર જણાય. તેમાં લેશ પણ શંકા નથી.

આ લોક પરોરજા કહેવાય છે કેમકે भू भुवर અને स्वरની રજકણો ધુળથી લેપ પામ્યા વિનાનો આદિત્ય હિરણ્યમય પુરુષનો તે સ્વાભાવિક વિહારનો પ્રદેશ છે અને તે પ્રદેશ આપણા હૃદયાકાશના મધ્ય કેન્દ્રમાં—બિંદુમા થતા પ્રદ્યોતનમાં હોય છે આ બંને પ્રદેશ —o—o સૂર્યચંદ્ર પેઠે સદા સર્વદા સંબંધવાળા છે. અને એકમાં થતો ક્ષોભ બીજામા તરત પ્રતિબિંબિત થાય છે. વગર તારના સંદેશા જેમ ભૌતિક આકાશમાં યંત્ર રચના વડે અપાય છે અને ગ્રહણ થાય છે. તેમ આ પરોરજાની હૃદગુહા સૂર્ય મંડલના આંતર પ્રદેશના ક્ષોભ આપણી નાની હૃદય ગુહામા સમજાય છે. તે આપણે હૃદયાકાશમાં યાંત્રિક ક્ષોભ કરીએ તો તે સાવિત્રી વિદ્યાના પ્રભાવથી સુષુમ્ણા રશ્મિ વડે ત્યાં પહોંચે છે. જે અહીં તે ત્યાં અને જે ત્યાં તે અહીં એવું શ્રૌત વાકય આવી સાવિત્રી વિદ્યા જેવું ઓજસ્વી અને તેજસ્વી બનાવનાર કોઇ સાધન નથી. અને તેથી શ્રુતિ કહે છે કે—

चक्षुष्यः श्रुतिभवति આ વિદ્યા સિદ્ધ કરનાર પુરૂષ આંખે વળગે તેવો અને જેની કીર્ત્તિ જ્યાં ત્યાં સંભળાય તેવો થાય છે.

આ સાવિત્રી વિદ્યા પ્રધાનપણે ત્રિપદા છે અને ત્યાર પછીની વિદ્યા તે चतुष्पधा આનુષ્ટુમ નૃસિંહ દેવતાની છે, તેમાં महर्, जन तप અને सत्य એ લોકનાં શુદ્ધ વિદ્યાનાં તત્વો શુદ્ધ્વાનાં સમજાય છે.

૧૦૧ શ્રી ઇષ્ટ અનુગ્રહથી વ્યાધિ આવ્યો, શ્રી ઇષ્ટ અનુગ્રહથી વ્યાધિ શમ્યો, દેહ રહ્યો. લોક યાત્રા કરવાનું જ્યાં સુધી શ્રી ઇષ્ટ કૃત સંકેત હશે ત્યાં સુધી વિદ્યાના વિમર્શ કરીશું અને જે સામાન્ય બુદ્ધિના પ્રકાશથી ન સમજાય તે શાક્ત વિમર્શ વડે સમજી જાણીશું. સમાન ધર્મ હશે તો સામો સ્કંદ વિદ્યાના મયુરનો ટોકો સંભળાશે. નહી તો कच्छप વિદ્યાની પેઠે જડવત્ સંકોચભાવ સેવી વિશ્વ મંડળનો ભાર ક્યાં લેતાં નથી આવડતો ? ભગવાને પણ कच्छपावतार માં એ મર્મ સુચવ્યો હતો—

૧૦૨ આપનાં પૂણ્ય પત્રોથી બહુ આનંદ થયો, આપનું સ્મરણ વારંવાર થાય છે. આનંદ રહે છે જેમ સૂર્યની આસપાસ ફરનાર ગ્રહો તેના પ્રકાશના જોગી થાય છે. તેમ આપની સાથે સંબંધમાં આવનાર સર્વ જન આપની પ્રસન્નતાના ભાગી થાય છે.

આપનો વિશુદ્ધ પ્રેમ પ્રવાહ એ અમારો જબરો ભંડાર છે.




હંસઃ--જીવચેતન જ્યારે અજપાજપ વડે આદિત્યાભિમાની સાથે અભેદ અનુભવે ત્યારે પરમહંસ (अ) हंस હું તે પરમાત્મા છું એ શબ્દાર્થ છે સર્ગ અને વિસર્ગની બે પાંખ ઉપર બેસી પ્રાણ અને અપાન વાયુના બળનો આશ્રય લઇ આ હંસ પક્ષી માનસ સરોવર-માંથી ( અનાહતમાંથી ) ઉડી

| હૃદય | હિતાનાડી | વિશુદ્ધ ચક્ર | ગુહાદ્વાર |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| આજ્ઞા ચક્ર | દ્વાદશાન્ત | સોમાખ્યચક્ર અને | સહસ્રદલ |
| ૫ | ૬ | ૭ | ૮ |

પદ્મમાં આવી આદિત્ય મંડળના અભિમાની સાથે એક થાય છે. જ્યારે અદ્વૈત સાક્ષાત્કારનું ભાન કરે છે. ત્યારે તે **परमहंस** બને છે. આથી **हंस** શબ્દ અજપામંત્રનો હંસ પક્ષીનો જીવાત્માનો અને પરમાત્માનો વાચક છે. વળી તે ગતિવાચક ધાતુમાંથી નીકળે છે. તેથી ગગનમંડળમાં આપાતતઃ અખંડ પ્રવાસ કરનાર સૂર્યનો પણ વાચક છે **ऋतं ब्रहत्** અત્યંત વિશાળ અને ગંભીર સદ્બ્રહ્મ ક્યાં છે? આ પ્રશ્નના ઉત્તરમાં આ **आ हंसमंत्र** ઉદય પામ્યું છે.

**हंसः शुचिषद**=તે વિશાળ અને ગંભીર બ્રહ્મતત્વ ગગન મંડળમાં આવેલા પરમ પવિત્ર સૂર્ય બિંબમા આવી વસ્યુ છે. તેમ હૃદગુહાના પવિત્ર માનસ સરોવરમાં પણ વસેલું છે અને તે હંસ પક્ષીની પેઠે એક કાંઠેથી (હૃદય ગુહામાંથી) બીજે કાંઠે-(સૂર્ય બિંબમાં) જા આવ કરે છે. અને સંસાર જળથી ભિંજાતું નથી. નિર્લિપ્ત રહે છે. આપદ **स्वर्लोक**નું છે અને તે સૂર્યદેવતાનું છે.

**वसुरन्तारिक्षसद्**=તે બ્રહ્મતત્વ ભુવર્લોકમાં અથવા અંતરિક્ષમાં વાયુ દેવતામાં આવી વસેલું છે તે પદમાં સર્વ દૈવી સંપત્તિ (**वसु** ધન) વસેલી છે **होतावेदिषद्**=તે બ્રહ્મતત્વ ભૂલોકમાં યજમાન મૂર્તિ રૂપે અગ્નિ દેવરૂપ બની દેવયજની (વેદિ) યજ્ઞ ભૂમિમાં આવી વસ્યુંછે.

આ પ્રમાણે ત્રિલોકીમાં સૂર્ય વાયુ અને અગ્નિ એ ત્રણ દેવતા રૂપે અને બ્રહ્મા વિષ્ણુ રૂદ્રની ત્રણ ગુણ મૂર્ત્તિ રૂપે તથા ક્ષત્રિય વૈશ્ય

(વણીક) અને બ્રાહ્મણ જાતિની અધિષ્ટાત્રી દેવતાઓ રૂપે અનાહત પદ્મનાં ત્રણ દલમાં પશ્યંતિ વાણી વડે અનુભવાય છે. આ વાણી પછી પડતી નથી. તેથી અનાહત કહેવાય છે.*

અગ્નિ મંડળમાંથી ભૂમંડલ ઉપર તે બ્રહ્મતત્વ મનુષ્યયોનિમાં (नृषद्) આવી વસે છે તેમાં પણ પવિત્ર પુરુષોમાં (वरसद्) આવી ઠરે છે. તેમાં પણ વધારે કલાથી વિજ્ઞાનવડે પરમ સત્ય જાણનાર ઋષિઓમાં (ऋतसद्) ઝળકે છે. તેમાં પણ ચિદાકાશના ગહન પ્રદેશમાં રમતા બ્રહ્મનિષ્ટ (व्योमसद्) પુરુષમાં તે સર્વાસે પ્રતિષ્ઠિત હોય છે.

આવી અષ્ટ મૂર્તિમાં આઠ દલમાં કયા શાક્ત બળથી રહે છે? ઉત્તર अब्जा બ્રાહ્મી સરસ્વતિની શક્તિવડે गोजा વૈષ્ણવી લક્ષ્મીની શક્તિવડે અને अद्रिजा रौद्रीं પાર્વતીની શક્તિવડે તે બારમા દળનું ऋतं बृहत्–આઠ મૂર્તિવાળા વિગ્રહથી ઉડી અષ્ટદલ હત્પદ્મમાં ત્યાંથી હિતા માર્ગે વિશુદ્ધમાં, ત્યાંથી ગુહા, આજ્ઞા, દ્વાદશાન્ત સોમાખ્ય અને સહસ્ત્ર દળમાં વિરામ કરતો આવી બીજા કાંઠા ઉપર આદિત્ય મંડળના પુરુષ સાથે परमहंस બને છે.

૧૦૪ યશસ્વી બંધુશ્રી × × ની અનેક કિર્તિકર પ્રવૃતિઓ વિષે વર્તમાન પત્રોથી જાણવામાં આવે છે એ પુરુષાર્થી પુરુષે આપના પુત્રત્વને ચરિતાર્થ કર્યું છે.

---

* ત્રીલોકીમાં અનુભવ્યા પછી સર્વ શેષરૂપમાં ભૂલોકમાં अतिथि दुरोणसद् અતિથિરૂપે આપણા ઘરોમાં બ્રહ્મતત્વને આવી બેઠેલું જોયું.

# ૧૦૫ महा मृत्युंजय जप विधि

## સંકલ્પ.

यजमानस्य आयुरारोग्य बळ बळैश्वर्याभि वृद्धर्थं अमुक शर्मा अहं त्र्यंबक जप करिश्ये.

ન્યાસાદિ કર્મ કર્યા પછી ધ્યાન મંત્ર નિચેના શ્લોક પ્રમાણે ભાવના સહીત કરવો.

अच्छस्वच्छारविन्द स्थिति रुभय करांक स्थितं पूर्ण कुंभं
द्वाभ्यां वेदाक्षमाले निजकर कमलाभ्यां घटौ नित्यपूर्णौ ।
द्वाभ्यां तौच स्त्रवतौ शिरसि शशि कलाबन्धुरेप्लाव यन्तौ
देहं देवोदधान: प्रादिशतु विशदा कल्पजाल: श्रियंव: ॥

ભાવાર્થ—અત્યંત શુદ્ધ કમળમાં બેઠેલા બે હાથમાં પૂર્ણ કુંભને ધારણ કરી રહેલા, બે હાથમાં વેદ અને માલા ધારણ કરી બીજા બે હાથ રૂપ કમળ વડે બે પૂર્ણ ઘટના રસને ચંદ્ર કલાથી સુશોભિત મસ્તક ઉપર રેડતા અને કલ્પનાજાળ જેની શુદ્ધ છે એવા શ્રી ત્ર્યંબક ભગવાન તમારૂં કલ્યાણ કરો.

ત્ર્યંબકના બત્રીશ અક્ષરની બત્રીશ શક્તિઓનું યજન કરવું.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| रमा | राका | प्रभा | ज्योत्सना | पूर्णा | षा पूरणी | सुधा | विश्वा | विद्या | |
| १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| सुधा | प्रह्मा | सारा | संध्या | शिवा | निशा | आर्द्रा | प्रज्ञा | प्रभा | मेधा | कान्ति |
| ११ | १२ | १३ | १४ | १५ | १६ | १७ | १८ | १९ | २० | २१ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| शान्ति | धुति | मति | परो | मा | पावनी | पद्मा | शान्ता | मेधा | जया | त्सखा |
| २२ | २३ | २४ | २५ | २६ | २७ | २८ | २९ | ३० | ३१ | ३२ |

જપ સંખ્યા લાખની વિધાન કરી છે. અને હોમનો ક્રમ નિચે પ્રમાણે છે.

प्रजपेल्लक्षायत्था द्रव्यै र्जुहुयाञ्जपावसामेच बिलव पला शौ खदिरो वरतिल सिद्धार्थ दौग्ध दुग्धानि,

दधि दुर्वेति दशैता न्याज्यसमेतानि हामस्तुनि एकैक दश सहस्र दशाभिर्हुत्वा प्रतप्य विप्रोश्च: भवति नर सिद्ध मनुः मंत्रेणाच सर्वं कर्म कर्त्तास्याम्

આ પ્રમાણે મંત્ર સિદ્ધ કરી.

निजजन्मदिनेपयोन्धसावा शत वीर्य त्रितये पयोप्रलाक्ते जुहुयाश्च शतं सविंशतियसलभेद गुरुरोगतांचिराय

એ વિધિ પ્રમાણે જન્મ દીવસે ૧૨૦ વાર મંત્રવડે શત વિર્યનાં ત્રણ પત્રવડે દુધ ઘીથી ભીંજવાયલાં હોય તેવાં હોમ કરવો અને સતવિર્યનું ઠેકાણું ન પડે તો શતવિર્ય=એટલે (આંબલીનાં પત્ર)

दुर्वायुतेनजुहुयारोगान्निर्वास्य सर्वमपमृत्यंमुगवितर्धीरन्द्रानां विप्रवरः सर्वथा शतं जीवेत्

અયુત દુર્વાવડે હોમ કરવો.

ઉપર પ્રમાણે શ્રીશંકરાચાર્ય ભગવન્ પ્રપંચ સારમાં રહસ્યવિધિ દર્શાવે છે તે આ લખ્યું છે.

અમે દિર્ઘાયુ ભોગાર્થે માગતા નથી. પરંતુ ત્રપાર્થ આયુઃ—એ ન્યાએ બ્રહ્મ સાક્ષાત્કાર કરવા યોગ્ય તપઃ સિદ્ધિ અર્થે માગીએ છીએ એટલે કામ્ય પ્રયોગનો આમાં બાધ ગણવાનો નથી.

ધ્યાન વૃત્તિદ્વારા અને પ્રયોગ કરનારનો સંબંધ બાંધી શકશો.

૧૦૬ + જગન્મિથ્યાત્વ દ્રષ્ટિ અને જગત્ બ્રહ્મરૂપત્વ દ્રષ્ટિ સંબંધી આપના સદ્વિચારથી બહુ આનંદ થયો.

મિથ્યાત્વ સત્ય અધિષ્ટાનને અવલંબીને રહેલું હોવાથી એ બે દ્રષ્ટિ છેલ્લે સરવાળે એકજ છે અથવા તો જગત્ જગદ્રુપે મિથ્યા છે. એવો નિશ્ચય કરી. તે બ્રહ્મરૂપ છે, એવી ભાવના કરવી. એવો પૂર્વાપર ક્રમ પણ લઇ શકાય.

બાળકોએ નોકરથી ભૂતની વાત સાંભળી હોય અને ભયના સંસ્કાર સહીત તે નિદ્રાવશ થાય. પછી મધરાતે ઘરના દરવાજાનો ખખડાટ થતાં બાળકો જાગી ઉઠે અને ભયાકુળ બને પરંતુ છેવટે એમ માલમ પડે કે એ ખખડાટ ભૂતનો નહીં પરંતુ લાંબા પ્રવાસથી પાછા ફરેલા પોતાના પિતાનો જ છે તો પછી ભયનો નાશ થતાં રોમે રોમ આનંદ વ્યાપિ જાય. ભુત મિથ્યા અને પિતા સત્ય.

આ દ્રષ્ટાંતને મળતી એ બે દ્રષ્ટિઓ મને લાગે છે. આ બધું આપને સુવિદિત જ છતાં વાગવિલાસ કરી લખ્યું!

સર્વ પૂણ્યાત્મા મંડળને સસ્નેહ ઇષ્ટ સ્મરણ.

૨૦૭ ચૈતન્ય સિંધુમાં કદી કદી સિંધુરૂપે કદિ કદિ બિંદુરુપે ખેલતા પરમ પ્રિય + + આજનો દીવસ ભૈતિક શરિરનો જન્મ દિવસ હોવાથી આપને ગઇ કાલે પત્ર લખવાનો હતો, પણ વાતાવરણમાં જુદો જ પ્રવાહ જાગ્રત છે. તેને તટસ્થ વૃત્તિ જોતા છતાં તેના પ્રબળ તરંગો વૃત્તિને જરા જરા સ્નાન કરાવી દેતા તેથી પત્ર કાર્ય રહી ગયું.

આપની વૃત્તિમાં દેશકાળનું ભાનજ છે. તેથી કાલાતિક્રમણ દોષરૂપ થતુંજ રહે.

કાલાતિતપદમાં સુસ્થિર રહી જગતની લીલા માત્રને પ્રેક્ષકો

જેમ સીનેમાનાં દશ્યો પટ ઉપર દેખી આનંદને પામે છે. તેમ આપ જેવા સમર્થ પુરુષો તદ્દત આ સર્વ લીલાને જોઈ કેવળ આનંદ જ પામે છે. સીનેમાનાં દશ્યો શ્વેત પટ ઉપર પડી પ્રેક્ષકની સમક્ષ રજુ થાય છે. અને સત્યવત્ પ્રતીતિ કરાવે છે. છતાં પ્રેક્ષકો તેને અસત્ય જાણે છે. તેવીજ રીતે આપ જેવા પુરુષો જગતના પટ ઉપરનાં ચિત્રો સત્યવત્ ભાસતાં છતાં અસત્ય છે. એ દ્રઢ જ્ઞાનથી સદા તેની પ્રિય અપ્રિયત્વ સ્થિતિથી અલિપ્ત રહે છે.

---

## એકાદશ અક્ષરનું કવચ.

१०८ पुरा दत्तेन गुरुणा रणेबृत्रासुरेणच ।
कृष्णेन दत्तं कृपया ब्रह्मणेच तपस्यते ॥
एकादशाक्षरो मंत्र कवचं सर्व लक्षणा ।
दत्तमेत्कु माराय पुष्कर ब्रह्मणा पुरा
तेन चांङ्गि रसामुनि रसे दत्त गुरवेऽङ्गि ॥

આ ઇન્દ્ર કૃત સ્તુતિ જે બ્રહ્મ વૈવર્ત પુરાણે છે તેમાં છાંન્દોગ્ય ઉપનિષદનો જે મંત્ર મેં આપને જણાવ્યો છે. તેનું ઉપબૃહણ છે. આ એકાદશ અક્ષરનું કવચ છે. અને તેમાં ગુરુપરંપરા નિચે પ્રમાણે જણાવે છે.

(૧) બ્રહ્માએ પુષ્કર પર્ણ ઉપર રહેલા કુમારને (બાળ મુકુંદને આદિ પ્રજાપતિને)
(૨) તે કુમારે ઘોર આંગિરસને (પ્રાણાધ્યક્ષને)
(૩) ઘોર અંગિરાએ દેવકી પુત્ર કૃષ્ણને (ઇન્દ્રિયાધ્યક્ષને)
(૪) કૃષ્ણે તપ કરનાર બ્રહ્મને એટલે માનુષ્ય બ્રાહ્મણને (સ્થૂળ (દેહાધ્યક્ષને)

(૫) અને ત્યાંથી મનુષ્ય લોકમાં કવચનો અવતાર થશે.

अ क्षि तं अ च्यु तं प्रा ण सं शि त म
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧

( अस्ति ) ( ક્રિયાપદ અધ્યાહૃત પ્રત્યેક પદ સાથે છે. )

આ કવચ--

કારણ શરિરને પ્રાણમય શરિરને, મનોમય શરિરને અને સ્થૂળ શરિરનું રક્ષણ કરે છે.

૧ બ્રહ્મા–મહા કારણ શરીરના અધ્યક્ષ.

૨ કુંમાર–આદિમાન સ પુરુષ કારણાધ્યક્ષ

૩ અંગિરા–પ્રાણોનો રસ–( अंगरस ) તેના અધ્યક્ષ.

૪ દેવકી પુત્ર–જવલંત લિંગ શરીરના તૈજસ પરીણામ કૃત સંસારની ખેડ કરનાર કૃષ્ણને વિજ્ઞાનમય.

૫ બ્રાહ્મણ–સ્થૂળ શરીરાભિમાની.

૧૦૯ અંતરાત્મા સાથે મનુષ્યોનો સર્વકાળ સંબંધ બન્યો રહે અને તેમાંથી તેને જ્યારે જે જ્ઞાન પ્રાપ્ત કરવું હોય, તે જ્ઞાનને તે પ્રાપ્ત કરી શકે એવું સમર્થ્ય મનુષ્યનામાં છે, પણ વિષયોમાં લુબ્ધ થઇને અને સ્થુળ શરીરનીજ કેવળ કાળજી કરીને આ સામર્થ્યને તેણે દાબી દિધુ છે ÷ + આવા આવા કંઇક વિચારો હાલમાં ચાલે છે. સર્વ પ્રસન્ન હશોજ.

૧૧૦ બ્રહ્મ હું છું એ શ્રેષ્ટ અને અહંબ્રહ્મ એ ઉતરતિ કલાવાળુ વાક્ય—

તત્વજ્ઞાનના સંબંધમાં आवृति रसकृद पदेशात्

એ બ્રહ્મસૂત્રમાં જણાવ્યા પ્રમાણે આત્માના સ્વરૂપનો જે નિર્ણય કરાયો હોય છે. તેની આવૃત્તિ અંતઃકરણપર આગળ વારંવાર

એ સ્વરૂપને અદ્ધ રાખવાની કૃતિની અપેક્ષા રહે છે. વારંવાર એમ થતાં આત્મા સત્ય છે, જીવ કર્તા ભોક્તા છે, ઇત્યાદિ પ્રતીતિ જેમ સ્થિર થઈ ગઈ છે તેવીજ સ્થિરતાવાળો આત્મા સત્ય છે ઇત્યાદિ નિશ્ચય થઇ રહે છે.

૧૧૧ એક અનંત સમુદ્ર હોય અને તેમાં એક જળ પૂર્ણ ઘડો મુકેલો હોય.

હવે ઘડાની અંદર તેમજ બહાર સર્વત્ર જળજ છે તેજ પ્રમાણે જ્ઞાની પુરુષ જોઇ શકે છે કે પોતાની અંદર અને બહાર માત્ર એકજ પરમાત્મ સત્તા વિલસી રહી છે.

હવે ઘડાને લીધે જેમ બંન્ને ઘડાની અંદરના તથા બહારના જલમાં જે બે ભાગ જણાય છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી તેજ પ્રમાણે અહંભાવ રૂપી ઘડાને લીધેજ આપણે ઇશ્વરથી ભિન્ન છીએ, એવો અધ્યાસ થાય છે પણ જો તે ઘડાને ભાગી નાંખવામાં આવે તો શું રહે ! !

૧૧૨ શ્રદ્ધાની અનિવાર્ય જરૂર છે, શ્રદ્ધા હિન અંતઃકરણજ દુર્બળ છે. દુર્બળતા શું શ્રદ્ધાનો અભાવ નથી જણાવતી? "સબ જગ રૂઠો રૂઠને દે મેરો રામ રૂઠો ન ચાહીએ–" ભલે આખું જગત પણ એક વખત વૈરી થાય પણ એ રામમાં શ્રદ્ધા હોય તો જગત્ બિચાર શું કરશે ! ! !

શ્રદ્ધાની ઉપાસનાથી આપણા અંતઃકરણની દુર્બળતા સમુળગી નાશ પામે છે, આ ઉપાસનાથી ચૌદશમાં ભલેને આકાશ પાતાળ એક થાય તોપણ તે અપૂર્વ આનંદમાં ઉણપ આવવાનો સંભવ નથી, તે સમયે પ્રાણી પશુ વિગેરે આપણાજ જણાવાના.

આ પ્રમાણેની જેણે એકરૂપતાની સમાધિનો લાભ પ્રાપ્ત કર્યો

છે તેજ ખરો વીર નર છે. તેજ અંતઃકરણ નિર્ભય છે, તેના શિવાય વાતોનાં વડાં કરનારની ખોટ નથી જણાતી.

१११ पासबद्ध अयंजीव पास मुक्तो सदाशिव

૧ સ્વભાવ પાસ અથવા અણુંમલ પાસ.

૨ પાસ અથવા કુંડલિનિનો પાસ. ૩ ત્રીજો કર્મ પાસ

આ ત્રણે પાસ વિનાનું સદાશિવ સ્પંદ વિનાનું, સ્પંદવાળું તે રુદ્રનું અણું ચૈતન્યની ગ્રંથ તે ચિત્ત–અહંનું સ્ફુરણ તે આત્મા ચૈતન્યં આત્મા ચિત્તં મંત્ર–ચિત્તં આત્માભાવ.

शिव=શુદ્ધ ચિતિ સ્પંદ વિનાની

शक्ति=સ્પંદવાળી, સ્પંદ અને અસ્પંદ એ બેના યોગવાળી અહં અને ઈદંની સમાન સ્થિતિ તે તે सदाशिव–ઈદં ઉપર ભાર અને અહં દબાયલુ એ “ ઇશત્વ ” શુદ્ધ વિદ્યા.

अ+आ+इ ई=ऐं એને માહેશ્વર બીજ ॐ ભેગ म એટલે બિંદુ મળી ऐँ

अ=शिव आ=આનંદ

इ=ઇચ્છાબીજ ई=ઇશત્વનું બીજ

જ્યારે શિવ–આનંદાત્મક થઈ સંકલ્પ કરે, ઇશત્વ ધારણ કરે ત્યારે બળવાન વાણીનું અસ્ત્ર બને

૧૧૪ ॐ=अउम (० शक्ति शांतः સાત પરમાત્માનું હૃદય–शक्ति, हृदयं परमेपितु अहं=સ્વ સ્વરૂપ=ईदं જગત્

અહં અને ઇદંને સ્પર્ષ કરે છતાં એ પૃથક નથી. એ નિશ્ચય તે શુદ્ધ વિદ્યા, વિવિધ વાસના જાળને કાપે તે વિદ્યા

૧૧૫ આ આદ્ય બિજનો ઉલ્લાસ ત્રણ બીજમાંના પહેલા બિજ સંબંધી આપણે વાર્તા થઇ હતી તેના સ્પષ્ટિકરણ અર્થે લખી મો-

કહ્યો છે + + પ્રિય ભાઇ ! સર્વ ગુણ સંપન્ન પવિત્ર અને કાર્ય કારણાત્મક ગાયત્રિ મંત્રાત્મક બ્રહ્મ ને જે પુરુષ યથાર્થ જાણે છે તે જન્મમરણથી છુટે છે, જ્યા ધર્મ હશે ત્યાં વિજય થશે.

## वागभव बीज

### તેનાં અંકુર

### તેનાં પટલ અથવા પૂર્ણ વૃક્ષ.



ॐ=અનુત્તર શિવબીજ

આઁ=આનંદ બીજ જે શિવનો પૂર્ણ વિલાસ છે ઉચ્ચારમાં પણ તે આનંદ સૂચક છે.

ઇઁ= ઇચ્છાશક્તિનું અંકુર છે જગત્ સર્જનનો આદ્ય સંકલ્પછે.

ઈઁ = ઇશિત્વ છે. જેવો સૃષ્ટ જગત ઉપર અધિષ્ટાતાપણાનું અભિમાન જાગે છે.

એઁ=એકાદશ રુદ્ર—અગીઆરમા આંકનો તે સ્વર છે.

ઐઁ=દ્વાદશ આદિત્ય, બારમો આંક

પદ્માસનવાળી પદ્મ મુદ્રા કરી બેસવું એટલે ડાબી હથેલીમાં જમણી હથેળી ગોઠવી બેસવું, આપણા જમણા કરપલ્લવમાં (હથેળીમાં) આ કોણ અથવા સન્મુખ કાર્તિકેય અથવા કુમારને આલેખેલો જોવો, તે કુમારનું મુખ શિવ ( પ્રણવ ) પ્રતિ છે અને તેને ऐ ( शक्ति ) જાણે ઉત્સંગમાં લઈ બેસાડયો છે એવી ભાવના કરવી. આ બે ભાવના તે સુચવા પ્રણુવ અને વાગ્ભવ બીજ ( શિવ અને શક્તિને ) મધ્ય કર્ણીકામાં યામલ એટલે સંયુક્ત ચિતર્યાં છે.

મયુરની ગગન ગામી ડોક ઉપર આ કુમારનો દેહ ગોઠવાયો હોય એવું ચિંતવવું.

ષણ્મુદ્રામાં આ કુમાર છ કોણ અથવા યોનિથી શિવના જ્ઞાન વીર્યને ખરતું પકડે છે અને પ્રત્યેક યોનિ અથવા કોણ મધ્યકેન્દ્રમાં તે બળને લઇ જાય છે. આ છ કૃતિકાઓ છે જેણે કુમારને પોતાનો પુત્ર એવા ભાવથી ઉછેર્યો હતો—એવી પુરાણની વાતમાં મર્મ ઉકેલવાનો છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| છ મુખ વડે | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | શબ્દ | સ્પર્શ | રૂપ | રસ | ગંધ | અને વિચાર |

શ્રોત્ ત્વક નેત્ર જીવ્હા અને ઘ્રાણ, શ્રોતા સ્પ્રષ્ટા દ્રષ્ટા રસેતા

માતા એવી ત્રિપુટીને પકડી નાના ૭ આંકવાળા ત્રિકોણમાં તેને લાવી કુમાર બળવાળો થાય છે.

આ નાના ૭ ત્રીકોણ કૃતકા દેવીના ૭ સ્તનો છે, એ લક્ષમાં રાખવું. આ સંસારના વેધ્ય માત્રને (ગ્રાહ્યને) વેદનવડે (ઇન્દ્રયો વડે) સર્વાંશે ચુસી એક રસ બનાવી આ કુમાર પુષ્ટ થઇ જેમ પૂર્ણ ધાવીને ત્રસ થયલો બાળક માતાનાં સ્તન છોડી પોતાની આં-ગળી મુખમાં ઘાલી મસ્ત થઇ નેત્રને અર્ધ મીંચેલાં રાખે છે. તેમ એ અંકુર રૂપ અંગુલીને પોતાના પ્રણવરૂપ મુખમા ઘાલી સર્વા વયવોને પોતામાં પીડીત કરી લોકો જેમ બળવાન અસુર કહે છે એવા સંસાર માત્રના તારક અસુરને મારવાનો મનમાં સંકેત કરે છે, તેના સંકેતની ભૂમિ સ્વાધિષ્ટાન છે.

ઉપરની ધારણામાં પદ્મ મુદ્રા તે ચક્ર આગળ છે તે લક્ષ બ-હાર નહી જાય.

પોતાનું અધિષ્ટાન પોતાનું ચક્ર મુકી યુદ્ધ કરનાર પરાજયને પામે છે પોતાના ચક્રને ત્યજ્યા વિના પરચક્રનું આક્રમણ કરનાર ખરો વીર છે. આ સ્વાધિષ્ઠાનસ્થ વીર કુમાર આજ્ઞા ચક્રથી ઉપર અને દ્વાદશાન્તની નિચે આવેલું એક મનશ્ચક્ર ષડદલનું પારિનાય વાદીઓ જાણીતું છે તેમા ઉંચે ચઢેલા તારકના દેહને લીધે તેવું શર ફેંકે છે તેના પરીણામમાં સંસાર તારક (વૈખરી રૂપ પ્રણવ) પલટાઇ બ્રહ્મ તારક (પરારૂપ પ્રણવ) થાય છે, જે અપરબ્રહ્મ હતો તે પર બ્રહ્મ થાય છે.

૧૧૬ કર્મનો ત્યાગ નહી પણ કર્મના ફળનો ત્યાગ પ્રત્યેક સંકલ્પમાં કર્મ કર્યા પછી

ત્રિશ ત્રાં ન મમ. અર્પણ કરવું પણ મારે કંઇજ નથી.

૧૧૭ સત્તા અને અસ્તિત્વનું ભાન સર્વને હોય છે, પણ આ-

ત્માના આનંદનું ભાન નથી હોતું. કારણ ક્લિષ્ટ ( ક્લેશવાળી ) વૃતિ એટલે જે પોતામાં અવળુ ભાન કરવું કે હું દુઃખી છું ઇત્યાદિ પરમાત્માનો આનંદ મારામાં ક્યાંથી! એ માની લેવું એ મોટામાં મોટો ક્લેશ તેજ અક્લિષ્ટ વૃતિથી સમે. તે માયાવાદી એમ માને છે કે આવા પ્રકારનો ક્લેશ એ બહારનું વળગણ છે, માહેશ્વરો કહે છે કે આત્માની ત્રણ શક્તિ છે તેમાંની એક છે.

પોતાના સ્વરૂપને ) ઢાંકવું, ખુલ્લુ કરવું ને હોય તેથી જુદુ ભાન કરવું એ ત્રણ.

વિશ્વમય વિશ્વાન્તર યામિ વિશ્વોત્તિર્ણ આનંદની પ્રાપ્તિના સંબંધમાં ને ભૂમિકાથી પર રહેતાં આવડવું જોઇએ. જેમ પક્ષીઓને પર્વતાદિ બાધક થતાં નથી, મચ્છોને જળમાં જળ કે અન્યવવધાન નડતું નથી, તેથી બ્રહ્મજ્ઞને વિકારો નડતા નથી તે પર ભૂમિમાં પ્રવેશેછે.

૧૧૮ વિશુદ્ધ અંતઃકરણવાળા પુરૂષોજ મહા ભાગ્યશાળી જણાય છે કેમકે તેઓશ્રી ઇષ્ટદર્શનના વિશુદ્ધ અતઃકરણને લીધે અધિકારિ થઇ ચૂકયા છે અને જો આપણું અંતઃકરણ તેવું ન હોય તો ભલે આખા વિશ્વના તમામ ધર્મ પુસ્તકો આપણે મુખે હોય છતા તે નિર્માલ્ય જ છે. એ સુસ્પષ્ટ જ છે.

૧૧૯ × પરમાત્માની વિભૂતિ રૂપ તમારૂં ભૌતિક તનું પરમાત્માની દિવ્ય સુવાસને સર્વત્ર પ્રસારતું ચિરકાળ પર્યંત પ્રત્યેકનું હિત સાધવા સમર્થ થાઓ એજ અભિલાષા છે.

૧૨૦ × પરમ કૃપાળુ બાપજીશ્રીના અપાર અનુગ્રહથી તમારાં દર્શન કરી અત્ર સુખરૂપ આવવું થયું છે.

તમારૂ અમૃતમય સ્નેહના ઝરણ વર્ષાવતું પત્ર ગઇ કાલે મળ્યુંછે.

આપણા સ્વાર્થ વગરની બીજી પ્રવૃત્તિઓમાં શ્રી ઇષ્ટ આપણા હૃદયમાં બીરાજી આપણી પ્રવૃતિઓનું સુકાન ચલાવે છે અને તેથી

જ છે એમાં જ્યોતિષ સંબંધી તથા બીજી સલાહો હું તમને પુછુંછું ત્યારે ઉત્તર તમારા અંતઃકરણમાં રહેલા શ્રીઇષ્ટિ તરફથી જ મળે છે એમ માની તે પ્રમાણે નિઃશંક અને દઢપણાથી પ્રવૃતિ કરૂ છું.

પરમ કૃપાળુ બાપજીશ્રીનો વરદહસ્ત આ શરીરના ઉત્તમાંગે સ્થપાયો છે. અને જ્યારે અંતઃકરણ બહુજ કુમળુ હતું એવી બાલ્યાવસ્થાથી તેમની દષ્ટિમાંથી વહેતું અમૃત આ અંતઃકરણમા સ્થપાયું છે એટલે સ્વધર્મ અને ઇષ્ટ સાક્ષાત્કાર માટે ઉપયોગી નિતીમાંથી ઇષ્ટેચ્છાતો ચ્યુતિ નહીજ થાય. અને તેમાં યશતો તેમનોજ છે.

વ્યવહારમાં સંસારમાં ઉન્નતિ વિભૂતિ ઇષ્ટેચ્છાથી મળે છે, તે માટે શ્રી ઇષ્ટનો ઉપકાર માની તેમાં લુબ્ધ ન થતાં આપણા પરિણામી કર્તવ્યને ન ચુકવું એ આપણી ફરજ છે કેઃ તમારા × × ના જ્વલવંત અને જીવંત પ્રસસ્થ ઉદાહરણોથી એ કર્તવ્ય સાધવા ઉત્તરોત્તર મતિ પ્રેરાશેજ. ઉત્તરોત્તર પરમાત્માના સ્વાનુભવનો આનંદ લેતા પ્રસન્ન હશો.

૧૨૧ સમગ્ર શુભની સિદ્ધિને અનુભવતાં આ વર્ષ,
વાસ્તવ સચ્ચિત્સ્વરૂપનો પામો સાચો સ્પર્ષ.
પરમાનંદ અનુભવો લહેજો યોગક્ષેમ
પરમાત્માનો પામજો અનુપમ નિરવધિ પ્રેમ--

૧૨૨ બ્રહ્માનંદ વિષે હશો સદા સર્વદા મસ્ત,
સંકલ્પોને હૃદયના કરો કલ્યાણ સમસ્ત.
રવિ ઉદય થાતાં થશે, ઉદય નૂતન વર્ષ,
તે સમયે પ્રાતઃકાળનો શુભ સંકલ્પ સહર્ષ.

૧૨૩ ભગવાન શ્રી દત્ત મહારાજ સદસ્ય આપ પણ પ્રભુકૃપાએ સિદ્ધ કોટીમાં પ્રવેશ કરો એ ઇષ્ટિ પ્રતિ પ્રાર્થના છે. શ્રીઇષ્ટિમાં

વૃત્તિને સ્થાપતાં આનંદમાં રહેવાની આપશ્રીની આજ્ઞાનું પાલન કરવું એજ આપણું કર્તવ્ય છે.

૧૨૪ * * તમારા જેવા સામર્થ્ય વિશેષ સંપન્ન અને સ્નેહાદ્ર અંતરના શુભ સંકલ્પો સિદ્ધ સંકલ્પ રૂપજ હોય છે, તેથી વર્ષારંભે તમારા તરફથી પ્રેરાતા એ સંકલ્પો તેને શ્રેયસ અને પ્રેયસનાં સાધક થઇ રહે છે. આથી તમારૂ આખા વર્ગ પ્રતિ અપૂર્વ વાત્સલ્ય છે, તેથી આખા વર્ગની ઉન્નતિ તથા પૂર્વના જેવી સંહતિ થઇ રહે તેવા સંકલ્પની ખાસ જરૂર છે તેથી તે પ્રેરવા કૃપા કરશો.

તમે જાતે તો કૃતકૃત્યતાના શિખરપર સ્થિત છો અને લોક સંગ્રહાર્થે તે તે પ્રવૃતિને સિદ્ધ ગણી કરતા રહ્યા છો, તેથી તે માટે તો આ સંસનીય વિશેષ રહેતું જ નથી. છતાં વર્ષારંભે તમારી પ્રાપ્ત આરૂઢ સ્થિતિનો અખંડીત આનંદ તમને સદા પ્રાપ્ત રહે અને તમારા દ્વારા અમારા સર્વના હીતકર કાર્યો સંકલ્પો અને આશીર્વચનો સદા થતા રહેએજ શ્રી ઇષ્ટપ્રતિ પ્રાર્થના છે.

તમે લખેલાં આશીર્વચનો વર વચનરૂપ થઇ રહે એજ સર્વની ઇષ્ટ પ્રતિ પ્રાર્થના છે, તમારા વિશુદ્ધ સામર્થ્ય સંપન્ન અંતરના સંકલ્પો તે સિદ્ધ સંકલ્પ રૂપ થાય એમાં લેશ પણ આશ્ચર્ય નથી.

તમારા સાનિધ્યવડે પ્રકટતી શીતલતા ન્યૂન થવાથી તાપનું ભાન સર્વને રહે છે. તમારા અલ્પ સમયના અત્ર રહેવાથી સર્વને સવિશેષ આનંદ હતો અને આ જગતથી પાર સર્વની વૃત્તિનું રમણ થતું રહેતું નથી તે પુનઃ આ જગતમાં હવે આવી રહી છે. તમારૂ પૂણ્ય સ્મરણ સર્વને વારંવાર થતાં પવિત્રતા પ્રસરાવતું રહે છે.

આપનું ઉચ્ચ વર્ચસ આ સમયે બહુ સમય પછી પ્રત્યક્ષ જોઇ અવર્ણનિય આનંદ થયો છે એ ।ચતિ ચમત્કાર ઉત્તરોત્તર વૃદ્ધિને પામો—

સમાપ્ત

# હિંદુસ્તાનની તીર્થયાત્રા. [સચિત્ર.]

## અને મુસાફરીનો ભોમીઓ.

આ પુસ્તક હમણાંજ બહાર પડયું છે, તેની અંદર હિંદુસ્થાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન જૈનો. વિગેરેનાં યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે. ત્યાં દર્શન કરવાનાં મંદિરો વિગેરે, તેનું શાસ્ત્ર પ્રમાણેનું મહાત્મ્ય; ઇતિહાસીક માહિતી, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુઓ દેશાવર જાય છે વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે. જેની અંદર આબુરોડ. અંબાજી. અજમેર, પુષ્કરતીર્થ, હીંગળાજ માતા, ઉદેપુર, જોધપુર, બીકાનેર, જેસલમીર શ્રીનાથદ્વારા. કાંકરોલી, ઉજ્જન, ઓંકારેશ્વર, ઇંદોર, મથુરાં, આગ્રા. દિલ્હી હરદ્વાર, લાહોર, અમૃતસર, પંજાબ, બદ્રિકેદારનાથ શ્રીનગર-કાશ્મીર, લખનૌ, અયોદ્યા, કાશી, ગયા, શ્રીસમેતશિખર, વૈજનાથ મહાદેવ, કલકત્તા, જગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર. શ્રીરંગજી, શિવકાંચી વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ. કોચીન, હુબલી, નાસક, ત્રંબક, પુના; મુંબાઇ ચાણોદ, શુકલતીર્થ, ડાકોર, દ્વારકાં, પ્રભાસપાટણ. ગીરનારપર્વત, પાલીતાણા વિ યાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં શુ શું યાત્રા કરવાનું ધામ છે. શું જોવાલાયક જગ્યાઓ છે. વેપારની કઇ કઇ ચીજો છે. ત્યાં ઉતરવાની શી વ્યવસ્થા છે, ગાડી કયાં બદલાય છે વિગેરે ઉપયોગી સંપુર્ણ માહીતીનો આ પુસ્તકમા સમાવેશ છે.

જેમાં-કાશી, જગન્નાથપુરી, બદ્રીનાથ કેદારેશ્વર, શ્રી સેતબંધુરામેશ્વર અને દ્વારકાં એ ચારે ધામની યાત્રા; કાશી, કાંચી, (શિવકાંચી અને વિષ્ણુ કાંચી) અવંતિકા, [ઉજ્જન] અયોધ્યા. મથુરાં. માયા, (હરદ્વાર) અને દ્વારકાં એ સાતપુરી, ત્રંબકેશ્વર, ધુષ્મેશ્વર, ઓંકારેશ્વર, મહાકાળેશ્વર, સોમનાથ, કેદારેશ્વર, વિશ્વેશ્વર. વૈજનાથ, નાગેશ્વ મલ્લિકાર્જુન. રામેશ્વર અને ભીમાશંકર એ બાર જ્યોતિર્લિંગો શંકરાચાર્યોના ચાર મઠ, શ્રીવૈષ્નવોની યાત્રાનાં

સ્થળો; કેશરીયાજી, પાલીતાણા; સમેતશિખર, શેતરૂંજય, ગીરનાર, પાલીતાણા વિગેરે જૈનોનાં યાત્રાનાં સ્થળો તેમજ અજમેર વિગેરે સ્થળના મુસલમાનોનાં યાત્રાનાં સ્થળોનું અને પારસીઓનાં ઉદવાડા વિગેરે સ્થળોનું વર્ણન આપવામાં આવ્યું છે.

દરેક માણસે આ ઉપયોગી પુસ્તકને પાસે રાખવાની જરૂર છે. જેની અંદરથી યાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યા જોવાલાયક સ્થળો, જવા આવવાની સગવડ ઉતરવાની સગવડ વિગેરે શુ છે, વખાણની કઇ કઇ વસ્તુઓ બને છે તેની હકીકત આપવામાં આવી છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત હિંદુસ્તાનનાં બીજાં ઘણાં મુંબાઇ મદ્રાસ કલકત્તા વિગેરે જોવા લાયક સ્થળો વગેરે શેહેરોના પણ હકીકત આપેલી છે. તેથી આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડશે, યાત્રા કરવા જનારને તો આ પુસ્તક ખાસ પાસે રાખવા લાયક છે. તેની અંદર કાશી, રામેશ્વર શ્રીનાથજી વિગેરે તિર્થોનાં ચિત્રો, રેલ્વેનો નકશો વિગેરે આપેલાં છે. જાડા ગ્લેઝ કાગળ. પાકુ પુઠુ પૃષ્ઠ ૬૫૦ કીં. રૂ, ૭

# સ્ત્રીહિતશિક્ષક.

## અને ચન્દ્રકાંતાની આત્મકથા (બીજી આવૃત્તિ)

આ પુસ્તકમાં લગભગ તીસ ઉપરાંત પ્રકરણોમાં—સ્ત્રીઓની મહત્તા, પત્નીનો પતી પ્રત્યે ધર્મ, પતિના પત્ની પ્રત્યેની ફરજ, પતીવ્રતપણું શી રીતે પાળવુ સ્ત્રીઓનો ઘરકારભાર; સ્ત્રીઓની જવાબદારી: સંકટ વખતે પતીને સહાય કેવી રીતે કરવી; સતી સ્ત્રીઓનું જીવન, સ્ત્રીઓનું ગૃહિણીપદ; સ્ત્રીઓને સ્વર્ગીય સુખ શી રીતે મળે. સ્ત્રી પુરુષના ધર્મ; સ્ત્રીઓનું શીયળવ્રત વિધવા સ્ત્રીઓના ધર્મ, સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ જીવન, સ્ત્રીઓ એ પતિની અર્ધાંગના છે સંસારમાં સ્ત્રીઓની પદ્દિ, સ્ત્રીઓના ઉત્તમ આચાર વિચાર, સ્ત્રીરોગ ચીકીત્સા, બાળકોને કેવી રીતે કેળવવાં, બાળકોની દવાઓ વિગેરે ૩૧ પ્રકરણો ઉપરાંત,—નીચે પ્રમાણે લગભગ ૨૦૦ ઉપરાંત સતી સ્ત્રીઓ ને મહાન પુરૂષોનાં જીવનચરિત્રો છે.

સતીસીતા, અનસુયા, દેવહુતી, નર્મદા, સાવિત્રી, દમયંતી, દ્રૌપદી, મદાલસા. સુકન્યા, અહલ્યા, અરૂન્ધતી, વૃંદા, દેવયની, શર્મિષ્ટા, મૈત્રેયી, ગાંધારી. તારામતી, મહાશ્વેતા, કાદમ્બરી, શકુન્તલા, લોપામુદ્રા, શાંડિલી, જરત્કારૂ. ભામતી, કૌશલ્યા, કૈકયી, સુમિત્રા, રેણુકા, મંદોદરી. સુલોચના, કુન્તાજી માદ્રી, અરૂંધતી, રેવતી રૂક્ષ્મણી. તારા, ઇલા, વેદવતી, સુભદ્રા, ઉત્તરા, ભારતી, વાગદેવી, અપાલા, વિશ્વવારા, ઘોષા, સત્યરૂપા, અંશુમતી, ભોગવતી, માયાદેવી. યશોધરા, શબરી, ગાર્ગી, સતી પાર્વતી લક્ષ્મીજી, સરસ્વતી, ઇન્દ્રાણી, ઓખા, સત્યવતી, દુઃશલા માલતી, પદ્મા, પદ્મિણી સત્યભામા, કાલિંદી સરમા, અંજની, ભૂત, શ્રદ્ધા. સુચસ્મીતા શશીકળા, અન્ના, કલાવતી, સુનિતી શક્તિ. ચુડાલા, લીલાવતી; નાચી, સુલભા ચન્દ્રપ્રભા, બ્રાહ્મણી, કળાવતી, કરમાદેવી, કૃષ્ણાકુમારી, સત્યવતી. સંયુકતા, કર્મદેવી. તારાબાઇ, વીરમદેવી, રાજુલા, શોનરાણી. જસમા, ગુણસુંદરી, રાણકદેવી, ઇન્દ્રમતી, મીનળદેવી, અહલ્યાબાઇ, ગારાબાઇ, શરત્સુંદરી, હેમંતકુમારી, પન્ના. સરદારબા, ચંદા, મીરાંબાઇ, યશોદા, મેનાવતી, અઘોર કામીની; બેહુલા; સુંદરબા, લાલબા, રૂપસુંદરી દેવી, પ્રભા, વિદુલા, ચન્દ્રકાન્તા, શાન્તિકા, પદ્મિનિ, રામેશ્વરી. કાન્તી. સુશિલા, જયા, કળાવતી ૧૫૦ ઉપરાંત સતી સ્ત્રીઓનાં જીવનચારિત્રો ઉપરાંત.

રામચંદ્ર, અત્રિઋષિ, કર્દમમુનિ કૌશિક: સત્યવાન, નગરાજ, પાંડવો, ઋતુધ્વજ, ચ્યવન ઋષિ, વિગેરે સેંકડો મહાપુરૂષોનાં તુલસીદાસ વિગેરે લગભગ ૨૦૦ ઉપરાંત પવિત્ર પુરૂષોના જીવન ચરિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આવું અતિ ઉત્તમ પુસ્તક દરેક સ્ત્રી પુરૂષને વાંચી મનન કરવા જેવું છે. દરેક બાળકને અભ્યાસ કરાવવા જેવું છે. આ પુસ્તક એવું ઉપયોગી છે. કે તે દરેક ઘરમાં હોવું જ જોઇએ ગૃહસ્થાશ્રમમાં રહી ય. સુખનો અનુભવ કરાવી શકે છે. કીં. રૂ. ૪—૦—૦

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ

## દવે કેમીકલવર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી

## રીચીરોડ—અમદાવાદ.

### દવે ફાર્મસીની દવાઓ ગુણમાં એકદમ ચઢીયાતી છે.

દવે ફાર્મસીની દવાઓ બનાવવામાં શાસ્ત્રના પાઠ પ્રમાણે દરેક ઔષધીનું બરોબર શોધન કરી અને પછીજ તેનો ઉપયોગ કરવામાં આવે છે.

દવે ફાર્મસીની દવાઓ વિલાયતી દવાઓની હરીફાઇ કરી શકે છે. ડૉકટરોએ અને વિદ્વાન વૈદ્યોએ તેનો અનુભવ કરી વાપરી ખાત્રી કરેલી છે.

દવે ફાર્મસીની દવાઓ પદર વર્ષથી લાખો માણસોએ વાપરી ખાત્રી કરી છે. અને હજારો માણસો રોગમુક્ત થયા છે.

દવે ફાર્મસીની દવાઓ ભસ્મો અને રસો માલીકની જાતી દેખરેખ નીચે આયુર્વેદ શાસ્ત્રના પાઠ પ્રમાણે વિદ્વાન અને અનુભવી વૈદ્યો બનાવે છે. જેથી ખાત્રી વાળી અને ગુણમાં સર્વોત્તમ છે.

દવે ફાર્મસીની દવાઓ ગુણમાં ઉત્તમ હોવા છતાં પણ ભાવમાં ઘણીજ સસ્તી હોવાથી જનસમાજને વાપરવામાં ઘણીજ સગવડ રહેલી છે.

દવે ફાર્મસીની દવાઓ વૈદ્યોએ વાપરવાથી ઘણો જશ મેળવ્યો છે. વૈદ્યોને ખાસ ઓછા દરથી દવાઓ પુરી પાડવામાં આવે છે.

ધી અમદાવાદ દવે આયુર્વેદિક ફાર્મસી

હેડ ઓફીસ રીચીરોડ અમદાવાદ.